શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથાય નમ

શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરેભ્યો નમ

# શ્રાદ્ધ ધર્મ દીપિકા

સંયોજક તથા લેખક

પૂ પં મહારાજશ્રી પ્રવીણવિજયજી ગણિવર

પૂ ઉપાધ્યાયજી મહારાજશ્રી જયન્તવિજયજી
ગણિવરના શિષ્યરત્ન સ્વ પૂ મુનિરાજ
શ્રી અજીતવિજયજી મહારાજના સ્મરણાર્થે
કેટલાક ભક્તજનો તરફથી

ભેટ


આવૃત્તિ ૧ લી | નકલ ૭૫૦
વીર સં ૨૪૭૪ | વિ સં ૨૦૦૪


કીંમત
વાંચો વંચાવો

ગુર્જરભૂમિ એ ભારતવર્ષનું નંદનવન ગણાય છે તે દેશમાંયે પણ સ્થંભનપુર (ખંભાત) એ જેમ વાણિજ્ય કળાની ખીલવટ કરતું પ્રાચીન બંદર ગણાય છે તેમ ધર્મ આરાધકોની અને ઉચ્ચ અને ઉજ્જવલ મંદિરોની હારમાળાથી શોભતું એક તીર્થ પણ ગણાય છે એને જ "ઠરાવરોને થંભણ પાસ" એ સુવાક્ય પ્રાતઃકાળની સકલ તીર્થની સ્તુતિમાં અંકાઈ ચૂક્યું છે અનેકવિધ આદર્શપુરુષ રત્નોને ઉત્પન્ન કરનાર તે નગરને રોહણાચલ પર્વત કહીએ તો પણ ચાલી શકે છે કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજી મહારાજ અને ધર્મનિષ્ઠ શ્રાદ્ધવર્ય શ્રી ઉદયન મંત્રીની પવિત્ર વૃત્તિઓના વાતાવરણો જ્યાં ગુંજતા હતા

આજે પણ એ નગરમાં પ્રતિવર્ષ થતા મહાન ધર્માચાર્યોના ચાતુર્માસમાં વહેતી જ્ઞાનગંગાનું નીર અનેક સર્વ વિરતિધરો, દેશ વિરતિધરો અને ઉદાર સદ્ગૃહસ્થોને ઉત્પન્ન કરી રહ્યું છે તેજ નગરમાં શ્રાવક જનવ્યપરાયણના જેઓનું જીવનતંત્ર હતું ક્રિયાની અભિરુચી જેમનો શ્વાસ હતો આવશ્યક ક્રિયાઓની પ્રીતિનો જેઓમાં અપૂર્વ નિવાસ હતો, ત્યાગીઓની દેશના શ્રવણ જેમનો રસપ્રદ સુંદર ખોરાક હતો દાન અને દયા જેમના સમીપના મિત્રો હતા પુણ્યના પ્રતિક સમા જેમના કુટુંબીજનો જેમની આજ્ઞાનું સદા સન્માન કરવા સજ્જ રહેતા રાજ્ય દરબારમાં પણ જેમનું સન્માન અપૂર્વ ગણાતું, એવા એક મહાન માનવતા ધર્મનિષ્ઠ શેઠ કસ્તુરભાઈ અમરચંદના નામથી કોણ અજાણ છે? ધર્મ આરાધનાના મુખ્ય સ્થાન તરીકે ખંભાતમાં જિનશાળા ગણાય છે તેના અધ્યક્ષ કહો કે કાર્યકરનો કહો તો શેઠ કસ્તુરભાઈ જ હતા જો કે આજે તેઓ આ ફાની દુનિયાને છોડીને ચાલ્યા ગયા છે પરન્તુ જેઓ તેમના અંગત પરિચયમાં આવ્યા છે તેઓ તેમની અનન્ય શ્રદ્ધા અને ક્રિયાની અભિરુચીની મુક્તકંઠે આજે પણ પ્રશંસા કરી રહ્યા છે તેમણે અતિ આગ્રહભરી વિનંતિથી કૃપાળુ આચાર્યદેવ શ્રીમદ્

વિજય નન્દિસૂરીશ્વરજી મહારાજ આદિઠાણાનું ચાતુર્માસ સંવત ૧૯૮૮ માં ખંભાત મુકામે થયું હતું

આજ નગરમાં નાગરવાડામાં ધર્મપ્રેમી શ્રીયુત કસ્તુરભાઈ ભીખાભાઈ નામના શ્રાવક વસતા હતા તેમની ધર્મપત્નીનું નામ શકરી બેન હતું તેઓ ધર્મમય જીવન ગુજારી રહ્યા હતા. સંવત ૧૯૬૯ ના શ્રાવણ વ. ૬ શનિવારના રોજ તે દંપતિને ત્યાં એક પુત્ર રત્નનો જન્મ થયો જેઓનું ગુણનિષ્પન્ન નામ અમૃતલાલ પાડવામાં આવ્યું પૂર્વભવના પ્રબળ સસ્કારોવડે તેઓ પોતાનાં માતપિતા સાથે દહેરાસર અને ઉપાશ્રયે અતિ હર્ષથી જતા હતા નાની ઉમ્મરમાં પણ આવા સસ્કારો ભવિષ્યમાં આ પુત્રને ધર્મના માર્ગે સહેલાઇથી ઘસડી જશે એવી આગાહી આપી રહ્યા હતા પરન્તુ વાડ વિના વેલો ચઢતો નથી એ ન્યાયે કોઈ ત્યાગી ગુરુના સસર્ગની અમૃતલાલના જીવનને અપેક્ષા તો રહેતી હતી અમૃતલાલ જેમ જેમ ઉમ્મરમાં વધતા ગયા તેમ તેમ ગુરુઓમાં પણ વર્ધતો જ રહ્યા. તેમના પિતાએ તો અમૃતલાલની નાની ઉમ્મરમાં જ દુનિયાથી વિદાય લઇ લીધી હતી હવે માત્ર માતાની જ સોડ રહી શકરી બેને પણ તેના જીવનને સુસસ્કારી બનાવવા શક્ય પ્રયત્નો કરવા ચાલુ રાખ્યા હતા

જો કે શકરીબેન પોતે તો સસારથી વિરક્ત ભાવનાવાળા બની ચૂકયા હતા પરન્તુ મારો પુત્ર પણ પ્રભુના માર્ગે સચરે એ હેતુથી તેઓ રોકાયા હતા તે કામનાને સફળ બનાવવા પરમ પૂજ્ય પ્રત્યક્ષ પ્રાર્થીય આચાર્ય દેવશ્રીની વૈરાગ્યવાહીની દેશનાનુ પાન કરવા માટે પોતાના પુત્ર અમૃતલાલને વારવાર પ્રેરણા કરવાનું ચૂકતા ન હતા

નિયમીત વ્યાખ્યાનના શ્રવણથી અમૃતલાલનુ હૃદય ધીમે ધીમે વૈરાગ્યવાસીત બનતુ ગયુ અમૃતલાલના હૃદયમાં નવપલ્લવિત થએલા વૈરાગ્ય વાસનાના છોડવાને પ્રમાદ રૂપ બકરો ચરી ન જાય અગર તો

જમાનાના વિરાગી વાતાવરણ રૂપ સૂર્યનો પ્રચંડ તાપ તેને બાળીને ખાખ ન કરી નાખે એ હેતુથી અધ્યાત્મ મૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજ (હાલ ઉપાધ્યાયજી મહારાજ) સંપૂર્ણ કાળજી રાખતા હતા ચાતુર્માસ બાદ અમૃતલાલને પોતાની વીશ વર્ષની જુવાન વયે સંયમી બનવા માટેનો મક્કમ વિચાર પૂ. આચાર્યદેવશ્રીને જણાવ્યો આ ઠાકરશી બેનના સંયમમાં અંતરાય કરતી વિઘ્ન વાળી પણ આપોઆપ હવે વીખેરાઇ ગઈ આ દીકરાની દીક્ષાનો શુભ દિવસ નિર્ણીત થયો

દીક્ષાભિલાષી અમૃતલાલને ખંભાતના જુદા જુદા મંડળો સંસ્થાઓ તરફથી અભિનંદન પત્રો એનાયત કરવામાં આવ્યા ખંભાતની ધર્મનિષ્ઠ જૈન જનતાએ આ દીકરાનો દીક્ષા મહોત્સવ અત્યંત ઠાઠપૂર્વક ઉજવ્યો અમૃતલાલે પણ પૂજામાં તથા ઉપધિ આદિમાં પોતાની લક્ષ્મીનો ઠીક ઠીક સદ્વ્યય કર્યો સંવત ૧૯૮૮ ના માગશર સુદ ૧૧ ના રોજ પોતાની જન્મ ભૂમિમાંજ પૂજ્ય ગુરુદેવેશ શ્રીમદ્ વિજય લબ્ધિસૂરિશ્વરજી મહારાજના વરદ હસ્તે બંનેજણાઓને પુનીત પ્રવ્રજ્યા પ્રદાન અત્યંત ધામધૂમથી કરવામાં આવ્યું અમૃતલાલનું નામ પુનિત નામ શ્રી અજીતવિજયજી રાખ્યા તેમને મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા હતા ઠાકરીબેનનું નામ સાધ્વીજી શ્રી સરસ્વતીશ્રી રાખવામાં આવ્યું હતું

શ્રુતરસના પિપાસુ મુનિશ્રી અજીતવિજયજીએ નિત્યપ્રતિદિન સંયમ ક્રિયાઓને સાધતા, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયીની આરાધનામાં મસ્ત બન્યા સાધુ ક્રિયાથી વાકેફગાર બની ક્રમે ક્રમે પ્રકરણ સંસ્કૃત વ્યાકરણ ન્યાય, કાવ્ય, કોષ આદિનું જ્ઞાન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યા હતા

જૈન સિદ્ધાન્તમા પણ તેમણે ઠીક ઠીક પ્રવેશ કર્યો હતો ખાસ રી જ્યોતિષના અભ્યાસમા સારી નિપુણતા પ્રાપ્ત કરી હતી મહા નિશિથ સૂત્ર સુધીના તેઓએ યોગોદ્વહન પણ કર્યા હતા

લગભગ ૭ વર્ષના ગમા પર્યાય પછી તેમને ઉધરસ અને જીર્ણજ્વર લાગુ પડયા યોગ્ય ઉપચારો ચાલુ હોવા છતા અશાતા વેદનીય કર્મના પ્રબળ ઉદયે તે રોગ ક્ષયના રૂપમા પલટાયો પરન્તુ તે જીવલેણ રોગની શરૂઆતમાં ટોંક જેવપુર અને પાલીના હવા-પાણીના લાભના અને શાતાવેદનીય કર્મના જોરે સાવ નાબુદ થઈ ગયો હોય એમજ લાગ્યુ આવી સારી માંદગીમાં હોવા છતા મુનિશ્રીએ જેસલમેર આદિ મારવાડના અનેક તીર્થોની યાત્રાઓ પણ કરી હતી સિદ્ધાચલજીની યાત્રા પણ ચાર પાચ વખત કરવા તેઓ ભાગ્યશાળી બન્યા હતા નવ્વાણુ યાત્રા પણ કરવાની ઇચ્છા ન તેમણે સાધી લીધી હતી

૨૦ ૦ ની સાલનુ ચાતુર્માસ સ્વર્ગસ્થે પોતાની જન્મભૂમિમા પૂજ્ય આચાર્ય દેવશ્રી સાથે કર્યું આ પ્રસગે પૂજ્યપાદ આચાર્ય દેવશ્રી શ્રીમદ્ વિજયનન્દિસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી ઉદારચિત્ત એવા અનન્ય ભક્ત શેઠ કેશવલાલ વજેચદભાઈએ ઉપધાન તપ ઉદ્યાપન અને શ્રી સિદ્ધગિરિજીનો છરી પાળતો સઘ (રત્નાંગના ભોજકીના પ્રસગે) એમ એકી સાથે ત્રણ મહાન્ કાર્યો કરી અપૂર્વ શાસન પ્રભાવના કરી હતી, જે પ્રભાવનાના કાર્યોમા આ મુનિશ્રી પણ યોગ્ય રસ લેતા હતા

શેઠ નગીનચદ રામચદ શેઠ જીવનલાલ પ્રતાપશી શેઠ રમણલાલ જસુખભાઈ, શેઠ માણેકલાલ છગનશી,, શેઠ શાન્તિલાલ ઉત્તમશી અને શેઠ કેશવલાલ વજેચદભાઈ આદિ સદ્ગૃહસ્થોના આગ્રહથી આચાર્યદેવશ્રી, પગમા થએલા રોગના ઉપચાર માટે

પણ મુનિરાજની બીમારી વધતી ગઈ વધતીજતી બીમારીની સાથે
તેણે મચક ન મૂકી હોય તેમ મુનિશ્રીની આત્મ ભાવના, ધર્મ
જાગૃતિ અને રોગ સહન કરવાની અડગ ધૈર્યતા પણ વધવા લાગી
તેમના ગુરૂ મહારાજ તથા મુનિરાજશ્રી વિક્રમવિજયજી આદિ મુનિવરો
હવે ભાવનગરના ઘુટણ પાસામા દિન અને રાત રમ્ય બન્યા
આશ્ચર્યકાર- ઘટના એ બનવા પામી છે કે જ્યારે વાસ્રાગમમા મ
ગુરૂદેવશ્રી વિજય કમલસૂરીશ્વરજી મહારાજની ૨૦ મી સ્વર્ગારોહણ
તિથિ નિમિત્તે મહારના અષ્ટાન્હિકા મહોત્સવના છેલ્લા દિવસે શાન્તિ
સ્નાત્ર સાંભળવા માટે તથા ઉક્ત મુનિશ્રીને ખબર લેવા માટે કોટ
માંથી પન્યાસજી શ્રી પ્રવીણવિજયજી આદિ અત્રે પધાર્યા હતા તે
સમયે મુનિશ્રી અનંતવિજયજીએ તેમને એક આગાની (બી કરી એમ
જણાવ્યું હતું કે હવે હું માત્ર એકજ દિવસ માટે છું આ તેમની
વાતને સત્ય માનવાને માટે કોઈ કારણ ન હતું પરન્તુ તેમની એ
વાત સાચી આવી પડી કોઈપણ પ્રકારના વિશિષ્ટ જ્ઞાન વિના મુનિ
શ્રીને મરણ માટે થયેલા અંતરનો આભાસ એ તેમની સરળતા
અને સદ્‌ગતિ ગામીપણાના સુચક હતો એમ કહીએ તો પણ ચાલે

આખરે ઘડીની ઘુડી હોતીજ નથી મોત મોઢ કનાકો સુધી
એકધારા સંઘ નવકાર મંત્રના મંગલ ધ્વનિને સૂણતા સૂણતા પર
માત્માની આરાધનામાંજ ખુબ રક્ત રહી ૨૦૦૩ ના ફાગણ સુ
૫ ના સવારના લગભગ અગીયાર વાગે લગભગ ૫૭ વર્ષ સુધી
નિર્મળ ચારિત્ર પાળી સમાધિપૂર્વક મુનિશ્રીએ આ ફાની દુનિયાથી
વિદાય લીધી

તેમની પાછળ અનેક ભક્તવર્ગે તપશ્ચર્યા, સ્વાધ્યાય અને પૈસાનો
સદ્વ્યય કરવા અભિગ્રહો કર્યા હતા મુનિશ્રીના દેહને ચંદન વિગેરેથી
ચર્ચીત કરી શિબિકામા પધરાવી જયજયનંદાના જયના પૂર્વક વાજેત્રના
બહુ સતામા થઈ મુનિશ્રીના મૃતક દેહને માણુગગા (સ્મશાન)

ભૂમિ પર વધુ જવામા આવ્યુ હતુ  અનેક ભાવુકોની એકત્રીત
થએલી વિશાળ મેદની વચ્ચે અગ્નિસંસ્કારની બોલી બોલતા રૂ
છગનલાલ ઉત્તમચંદ ની પેઢી તરફથી ૭૦૧) બોલી શેઠ રમણભાઈએ
અગ્નિસંસ્કાર સંપ૦ ૭ ના કર્યો હતો સકળ સંઘે સ્મશાનથી પાછા
ફર્યા ઉપાશ્રય આવી મંગળ સાંભળ્યુ હતુ પૂજ્યપાદ આચાર્ય
દેવેશની મંગળનામા સૌએ દેવવંદન કરી અનિત્યતાનો ઉપદેશ
આપતી સદ્ગતના આત્માને શાન્તિ ઇચ્છી હતી

સદ્ગત મુનિશ્રીના માનમા મુંબઈમા ઠેકઠેકાણે ઘણા સંઘ રહ
હતો મુનિશ્રીના કાળ ધર્મના સમાચાર તારદ્વારા મળતા જ્યાં
જ્યાં દેવવંદન કરવામા આવ્યા હતા તથા પ્રભાતમા અને સાંજ
ગામમા અઠ્ઠાઈ મહોત્સવો કરવામા આવ્યા હતા

મુનીશ્રીના ગુણગણોથી આકર્ષિત થઈ તેમનુ સ્મરણ તાજુ
રહે એ હેતુથી આ પુસ્તિકા પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયા છીએ

લી
કેશવલાલ ભગત—ટ.



# અનુક્રમણીકા




| નંબર | વિષયો | પાનું |
|---|---|---|
| ૧ | સાચા સુખનું સાધન | ૧ થી ૭ |
| ૨ | સમ્યક્ત્વનું સ્વરૂપ | ૮ થી ૧૧ |
| ૩ | ભાવનાનું સ્વરૂપ | ૧૨ થી ૨૫ |
| ૪ | શ્રાવક કોણ કહેવાય? | ૨૬ |
| ૫ | શ્રાવક શ્રાવિકાઓએ દિવસ અને રાત્રે કરવા લાયક કર્તવ્યો | ૨૭ થી ૩૨ |
| ૬ | મન્હજિણાણંની સજ્ઝાયમાં બતાવેલા ધર્મ કૃત્યોની નોંધ | ૩૨ થી ૩૪ |
| ૭ | શ્રાવકોના ૨૧ ગુણનું વર્ણન | ૩૪ થી ૩૬ |
| ૮ | માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણો | ૩૬ થી ૪૦ |
| ૯ | પ્રતિક્રમણ કર્યા પછી ભાવવાની ભાવના | ૪૦ |
| ૧૦ | જૈનબાળકોને સુંદર શિખામણ | ૪૧ થી ૪૨ |
| ૧૧ | બાવીશ અભક્ષ્ય | ૪૨ |
| ૧૨ | બત્રીશ અનંતકાય | ૪૨ |
| ૧૩ | ચાર અભક્ષ્ય મહાવિગઇ | ૪૩ |
| ૧૪ | સાત મોટા વ્યસનો | ૪૪ |
| ૧૫ | દશ ચંદરવાની વિગત | ૪૪ |
| ૧૬ | સાત ગળણા રાખવાની વિગત | ૪૫ |
| ૧૭ | સંઘમાં પાળવાની ૭ "રી" | ૪૫ |
| ૧૮ | દેરાસરની દશ મોટી આશાતના | ૪૫ |
| ૧૯ | સાતક્ષેત્રોના નામ | ૪૫ |
| ૨૦ | શ્રાવકની ૧૧ પડિમા | ૪૫ |
| ૨૧ | શ્રાવકે રાખવાના સાત ધોતીયા | ૪૬ |
| ૨૨ | તેર કાઠીયાના નામ | ૪૬ |
| ૨૩ | નિયમને ચાર પ્રકારના લાગતા દોષો | ૪૬ |
| ૨૪ | ૭ અઠ્ઠાઇઓના નામ | ૪૬ થી ૪૮ |
| ૨૫ | ચોમાસી કાળની વિગત | ૪૮ થી ૫૦ |

ન ૧૨ વિષયો પાનુ

૨૬ અણાહારી વસ્તુનું સ્વરૂપ ૫૦ થી ૫૧
૨૭ રાતે દુષિત કરનારા કારણો ૫૧ થી ૫૨
૨૮ રાતે માનાવનારા કારણો ૫૨
૨૯ રાત નહિ આપવાના ૭ લક્ષણો ૫૨
૩૦ શ્રાવકના સમાવસાની ફાની સમજણ ૫૨
૩૧ સાધુઓએ શ્રાવકને ચાર પ્રકારનો સંબંધ ૫૩
૩૨ દેવપૂજા અને દર્શનની મહત્તા ૫૩
૩૩ પૂજા કરનારાઓને જરૂરી સુચના ૫૪ થી ૫૮
૩૪ સાત પ્રકારની શુદ્ધિ અષ્ટ પ્રકારી પૂજાનો ક્રમ આદિ ૫૮ થી ૬૦
૩૫ ભગવાનની પૂજાનો પ્રકાર ૬૦ થી ૬૭
૩૬ સુસાધુઓનો પ્રભાવ ૬૭ થી ૬૮
૩૭ દ્વિ ગ (તિ ગ) નુ સ્વરૂપ ૬૮
૩૮ કાયોત્સર્ગનું ફળ ૬૯ થી ૭૦
૩૯ સામાયક વ્રતનુ રહસ્ય ૭૦ થી ૭૧
૪૦ ઉપધાનની આવશ્યકતા ૭૧ થી ૭૫
૪૧ રાત્રિ ભોજનથી થતા નુકશાન ૭૫ થી ૭૮
૪૨ પચ્ચખ્ખાણની આવશ્યકતા ૭૮ થી ૮૨
૪૩ પચ્ચખ્ખાણનુ ફળ ૮૨ થી ૮૮
૪૪ બાધા ભાગી નાખવી તેના કરતા ન લેવી ઠીક એમ બોલનારા મહાનુભાવો પ્રત્યે ૮૮ થી ૮૯
૪૫ તપનુ માહાત્મ્ય ૮૯ થી ૯૧
૪૬ જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ ૯૧ થી ૯૩
૪૭ હવે તો વિધિનો ખપ કરો ૯૩ થી ૯૫
૪૮ બનતું નથી એમ નહિ પણ કરવું નથી એમ બોલો ૯૬ થી ૯૭
૪૯ શ્રાવક કરણીની સક્ષિપ્ત બોધ ૯૭ થી ૯૮
૫૦ પદ્માવતીની આરાધના ૯૮ થી ૧૦૧
૫૧ અધ્યાત્મ ભાવના ૧૦૧ થી ૧૦૪
૧૦૫ થી ૧૦૮



જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ કવિકુલકીરીટ
પૂ. આચાર્યદેવેશ
**શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ**

# શ્રાદ્ધ ધર્મ દીપિકા

## વિભાગ ૧ લો.

### સાચા સુખનું સાધન

સંસારના સમસ્ત પ્રાણીઓને સુખ પસંદ છે, અને દુ:ખ નાપસંદ છે, આ વાત એ દુચાર જેવી નિર્વિવાદ છે અને તેથીજ સૌ કોઈ સુખને પ્રાપ્ત કરવા માટે અને દુ:ખોથી મુક્ત થવા માટે રાત અને દિવસ તનતોડ અને એક ધાગે પ્રયત્ન કરી રહેલા માલૂમ પડે છે છતા પણ આપણે કોઈને હજી સુધી સંપૂર્ણ સુખી થયેલા જોઈ શકયા નથી ઇચ્છા કરવા માત્રથી જ જો સુખની પ્રાપ્તિ થતી હોત તો તો જગતમા કોઈ પણ આત્મા દુ:ખી નજરે પડત જ નહિ કારણ કે સૌ કોઈ સ્વપ્નામા પણ તેને જ ઝંખી રહ્યા હોય છે પરન્તુ આશ્ચર્યની વાત છે કે સુખને ઇચ્છવા છતા સુખ મળતુ નથી અને દુ:ખની કોઈ ઇચ્છા કરતુ નથી છતા દુ:ખ આવીને ભેટી પડે છે

આમ બનવામા વાસ્તવિક શુ કારણ હોવુ જોઈએ? એનો વિચાર ભાગ્યે જ કોઈ કરતુ હશે કારણ વિના કાર્યની ઉત્પત્તિ કદી થતી નથી એટલે સુખ અને દુ:ખ ઉત્પન્ન થવામા પણ કોઈ કારણ તો જરૂર હોવુ જોઈએ આટલી વાત તો સામાન્ય બુદ્ધિવાળા પણ સમજી શકે એમ છે,

સુખ અને દુઃખનાં કારણરૂપે પૂજ્યપાદ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા શાસ્ત્રવાર્તા સમુચ્ચય નામના ગ્રન્થમા ફરમાવે છે કે—

सुख धर्मात् दु ख पापात्, सर्वधर्मव्यवस्थिति ।
न कर्तव्यमतः पाप, कर्तव्यो धर्मसचय. ॥

અર્થાત્-ધર્મથી સુખ અને પાપથી દુ ખ થાય છે આ માન્યતા સર્વ ધર્મવાળાઓએ સ્વીકારી છે માટે પાપ ન કરતા ધર્મનો સચય કરવો જરૂરી છે

ઉપરોક્ત શ્લોકથી એ સિદ્ધ થાય છે કે સુખ અને દુ ખ એ આત્માએ સ્વય કરેલા પુણ્ય અને પાપના જ પરિણામો છે જે લોકો એમ માને છે કે સુખ અને દુઃખને અર્પણ કરનાર ઇશ્વર છે તેમની એ માન્યતા બી કુલ કપોલ કલ્પિત અને મિથ્યા ઠરે છે કારણ કે નિરંજન, નિરાકાર, પરમ કૃપાળુ અને રાગ દ્વેષ વિનાના પરમાત્માને રાગ અને દ્વેષની પ્રવૃત્તિથી ભારોભાર ભરેલી દુનિયાને ઉત્પન્ન કરવાનુ અને તેને સુખ દુ ખ આપવાનુ કાઇ પણ પ્રયોજન હોતુ નથી વળી એકને સુખી અને એકને દુ ખી કરનાર માણસ પણ સજ્જનની કોટિમા ગણાતો નથી તો પછી ઇશ્વર જેવી મહાન્ વિભૂતિ એક ને સુખી અને અન્યને દુ ખી કરવાની સર્વ સાધારણ મનુષ્યો જેવી પ્રવૃત્તિ આચરે તો એને ઇશ્વર તો શુ પણ સજ્જન પણ શી રીતે કહી શકાય ?

જો કે ઘણા અજ્ઞાની મનુષ્યો જ્યારે જ્યારે કોઈ દુ ખ દાવાનળમા સપડાય છે, ત્યારે " હે ઇશ્વર તને આ શુ સુઝ્યુ ?

બીજો કોઈ નહિ મળ્યો કે મને આવા ઘોર દુ ખમા નાખ્યો ” આવું તદ્દન અઘટિત વચન બોલી સઘળો ટોપલો ઈશ્વરના શીરે નાખે છે, પણ પોતાના પૂર્વકૃત અશુભ કર્મોનો જરા પણ વિચાર કરતો નથી અરે ? પોતાનો કોઈ સ્વજન સબધી દેવલોક થાય છે ત્યારે પરગામ લખાતા પોસ્ટ કાર્ડમા હજુ પણ લખવામા આવે છે કે “ ફલાણાભાઇ ગુજરીગયા છે એમા આપણું કાઈ ચાલતુ નથી ઈશ્વરને ગમ્યુ તે ખરૂ ” આવુ લખનારા એમ માને છે કે મારા સ્વજનને મારી નાખનાર ઈશ્વર છે અને એમ લખી ઈશ્વરને નિર્દય માનવાનુ મહાન્ પાપ વહોરે છે અજ્ઞાની એટલુ પણ સમજતો નથી કે આ કાર્ય તો ઈશ્વરનું નહિ પણ આયુષ્ય નામના કર્મનુ છે કર્મ થીઅરીને સમજનારાઓ આવુ અઘટિત બોલે પણ નહિ અને લખે પણ નહિ

કદી દેવ, કદી નારકી, કદી મનુષ્ય તો કદી તીર્યંચ આદિ જીવોની ભિન્ન ભિન્ન અવસ્થાઓ પણ કર્મ સત્તાનેજ આભારી છે પુણ્ય અને પાપ એ પણ કર્મ સત્તાનાજ ભેદો છે પુણ્ય અને પાપને સાબીત કરવા માટે કાઈ મોટા શાસ્ત્રની જરૂર રહેતી નથી એ તો જગતમા માલૂમ પડતી જીવોની અનેક વિવિધ ઘટનાઓથી સ્વત સિદ્ધ જ છે જુઓને મનુષ્ય પણુ સહુમા એક સરખુ હોવા છતા તેમા અનેક તરેહના ભેદો ક્યા નથી માલૂમ પડતા ? જેમ કે એક રાજા, અન્ય રૈયત એક ધનાઢ્ય, બીજો રક, એક જ્ઞાની, અન્ય અજ્ઞાની, એક દેખતો, એક અધો, એક ભોગી તો એક જોગી, એક મોટરમા મહાલનાર તો અન્ય પગે ચાલનાર, એક

શીરાપુરી ખાનાર તો એક સુકા રોટલા માટે પણ ઘર ઘર ભટકનાર, એક સુંદર વસ્ત્રોથી સજ્જ થઇ ફરનાર જ્યારે એક પોતાની લાજ ઢાકવા માટે કપડાના ટુકડા માટે ફાફા મારનાર, એક રોગી તો એક નીરોગી, એક ઉચ્ચ તો અન્ય નીચ, એક શેઠ તો એક નોકર આદિ, ઉપરાન્ત અનેક પ્રકારની સંસારમા સગી આખે નીહાળવામા આવતી વિચિત્ર ઘટનાઓ પુણ્ય અને પાપને જ આભારી છે આ એક નિર્વાદ અબાધિત અને નગ્ન સત્ય (Universal fact) છે

આથી એટલુ તો નિશ્ચિત થાય છે કે સુખના અભિલાષી આત્માઓએ સુખની ઇચ્છા રાખીને મૌન બેસી રહેવાનુ નથી પરન્તુ સાચુ સુખ કોને કહેવુ ? અને તે પ્રાપ્ત કરવા માટેના સાચા સાધનો કયા ? આ વસ્તુનુ જ્ઞાન કરવાની પ્રથમ આવશ્યકતા છે સાચા સુખની વ્યાખ્યા સમજાઈ જાય તથા તેના સાધનો પણ હાથમા આવી જાય, પરન્તુ જ્યાસુધી તે સાધનોનો યોગ્ય અમલ ન થાય ત્યાસુધી આત્માનો કર્મમલ કદી દૂર થાય નહિ અને કર્મમલ જ્યાસુધી હઠે નહિ ત્યાસુધી આત્મા સાચા સુખને કદી પ્રાપ્ત કરી શકે નહિ

સાચુ સુખ શાસ્ત્રકારો તેને જ કહે છે કે જે એક વખત આવ્યા પછી કદી પાછુ જાય નહિ જે સુખની પાછળ દુ ખ હોયજ નહિ જે સુખ દુ ખથી મિશ્રિત નહિ હોય જેનાથી કોઇપણ સ્થળે ચઢીયાતું અન્ય સુખ હોય નહિ એવા સુખનેજ જ્ઞાનીઓ સાચુ સુખ, સાચી શાન્તિ અને સાચુ સ્વરાજ્ય ( Home rule ) કહે છે

ઉપરોક્ત કોટીની quality વાળુ સુખ સસારમા કોઇપણ સ્થળે પ્રાપ્ત થઈ શકતુ નથી, પરન્તુ તે માત્ર મોક્ષમા જ પ્રાપ્ત થઇ શકે તેવા પવિત્ર, મહાન્ અને સર્વશ્રેષ્ઠ સ્થાનની પ્રાપ્તિ માત્ર ખાવાપીવાથી અગર એશઆરામથી કદી મળી શકતી નથી અરે ! જગતમા પણ કોઇ ઉચી સત્તાવાળુ સ્થાન મેળવવા માટે આખી જીદગી તનતોડ પ્રયાસ કરવો પડે છે લોહીનુ પાણી કરવુ પડે છે ભૂખ તરસ અને તિરસ્કાર આદિ અનેક પરિસહોનો સામનો કરવો પડે છે તો પછી મોક્ષ જેવા દુર્લભ સ્થાનની પ્રાપ્તિ સહેજ સ્વભાવે થઇ જાય એ કદી બનતુ નથી, બન્યુ નથી અને બનશે પણ નહિ

શાસનાધિપતિ ચરમ તીર્થંકર શ્રીમન્મહાવીર મહારાજાએ સમસ્ત રાજ્યવૈભવોનો ત્યાગ કરી, સસારના સમસ્ત પાપોને તિલાજલિ આપી ભાગવતી દીક્ષા ગ્રહણ કરી, સાડા બાર વર્ષોસુધી ઘોર તપશ્ચર્યા આચરી, અનાડી અને અજ્ઞાની આત્માઓ તરફથી કરવામા આવતા અનેક ઘોર ઉપસર્ગોને સમભાવે સહન કરી, કેવળ જ્ઞાન ( complete knowledge ) ની જ્યોતિ પ્રાપ્ત કર્યા બાદ મોક્ષમાર્ગના સાધન તરીકે **સમ્યગ્ દર્શન સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રને** ફરમાવ્યા છે

સમ્યગ્ દર્શન ( True faith ) એટલે સાચી શ્રદ્ધા, સમ્યગ જ્ઞાન ( True knowledge ) એટલે સાચુ જ્ઞાન, સમ્યગ્ ચારિત્ર ( True conduct ) એટલે સાચુ આચરણ-વર્તન આને રત્નત્રયી કહેવામા આવે છે

અનાદિ અનત કાળથી સસાર સમુદ્રમા આમ તેમ ભટકી

રહેલી તથા જન્મ-મરણ આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ ખડકો સાથે વારવાર અથડાતી જીવન નૌકાને ડીનારો બતા વનાર જો કોઇ હોય તો આ રત્નત્રયીની અપૂર્વ આરાધના જ છે

સાચી શ્રદ્ધા અને સાચુ જ્ઞાન મોક્ષ પ્રાપ્તિમા ઉપયોગી હોવા છતા જો તેની સાથે સમ્યગ ચારિત્રનો અમલ ન થાય ત્યાસુધી આત્મા પોતાના ઇષ્ટ સ્થાને પહોચી શક્તો નથી કોઈપણ દર્દી દવાના જ્ઞાનમાત્રને મેળવી લે તે દવાના ઉપર વિશ્વાસને પણ રાખે, પરન્તુ તેટલા માત્રથી તે કદી રોગોથી મુક્ત બની શકતો નથી તે રોગોથી મુક્ત થવા માટે દવાને ખાવી પણ પડશે

કોઈપણ ગામ જવાની ભાવનાવાળો મનુષ્ય રસ્તાનો જાણ કાર પણ થાય, રસ્તાના બતાવનારના ઉપર વિશ્વાસ પણ રાખે, છતા જ્યાસુધી પોતે તે રસ્તા ઉપર ચાલે નહિ ત્યાસુધી પોતાના સ્થળે પહોચી શકતો નથી તરવાના જ્ઞાન માત્રથી સમુદ્ર નદી તરી શકાતા નથી પરન્તુ તેની સાથે હાથ પગ પણ હલાવવાની ક્રિયા જરૂરી છે તેજ મુજબ અત્રે પણ સસાર સમુદ્ર તરવા માટે વીતરાગદેવે પ્રરૂપેલા ચારિત્ર ધર્મની આરાધના અતિઆવશ્યક ગણાય છે

જન્મ અને મરણના બે દારુણ શત્રુનો વિજય કરી અનત અવ્યાબાધ અને શાશ્વત સુખનો અપૂર્વ આનદ લુટવાની સુદર તક પ્રાપ્ત કરવા માટે વીતરાગ પરમાત્માએ બે પ્રકારનો ધર્મ સ્વમુખે ફરમાવ્યો છે પહેલા નબરના ધર્મનુ નામ સર્વ વિરતિ અને બીજા નબરના ધર્મનુ નામ છે દેશવિરતિ સર્વ

વિરતિમા સમસ્ત સસારનો ત્યાગ કરી પાચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રિભોજનના ત્યાગનુ સુદર પાલન હોય છે સસારના વૈભવ વિલાસોમા અત્યત આસક્તિના કારણે અગર તો શારીરિક આદિની શિથિલતાના કારણે અથવા તો પ્રતિકુળ સજોગોના કારણે સારા સસારનો ત્યાગ કરવા માટે અશક્ત આત્માઓ બી કુલ ધર્મથી વચિત ન રહી જાય અને યત્કિચિત્ ધર્મની આરાધના દ્વારા અનતકાળની રખડપટ્ટી પછી પ્રાપ્ત થએલ મોઘેરા મનુષ્યભવની સફળતા કરી શકે એ હેતુથી તીર્થંકરદેવોએ બીજા નબરમા દેશવિરતિ (બારવ્રતોના પાલનરૂપ) ધર્મની પણ પ્રરૂપણા કરી છે, જે વ્રતોની સમ્યગ્ આરાધના શ્રાવકોને પરપરાએ મોક્ષગતિને પ્રાપ્ત કરાવે છે જેનુ વિસ્તારથી વર્ણન અત્રે આપવામા આવે છે



# વિભાગ ૨ જો

## સમ્યક્ત્વનું સ્વરૂપ

હરકોઈ નત-૫ ચખ્ખાણ તપ, જપ મર્ં વિ તિ અગર તો દેશ વિરતિ આદિ તમામ ધર્મ ક્રિયાની વાસ્તવિક સફળતાનો સઘળો આધાર સમ્યક્ત્વ ઉપર જ રહે છે સમ્યક્ત્વ એટલે સાચી શ્રદ્ધા તેને બોધિ બીજ પણ કહેવામા આવે છે અર્થાત્ શુદ્ધ દેવ શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ આ તત્વત્રયીના ઉપર જેમને અડગ વિશ્વાસ હોય છે તેઓ સમ્યક્દૃષ્ટિ આત્મા કહેવાય છે

૧ ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ વીર્યાંતરાય, ૪ ભોગાન્તરાય, ૫ ઉપભોગાન્તરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય ૧૦ જુગુપ્સા, ૧૧ શોક, ૧૨ કામ ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ, ૧૮ દ્વેષ આ અઢાર દોષથી રહિત જે કોઈ હોય તેને જ સુદેવ કહેવામા આવે છે તે સિવાય અન્યને દેવ તરીકે નહિ માનવા

૨ પાંચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રિ ભોજન એમ છ વ્રતોનું પાલન કરનારા, અને વીતરાગ કથીત ધર્મનીજ પ્રરૂપણા કરનારા સુગુરુ કહેવાય, છે, તે સિવાય અન્યને ગુરૂ તરીકે નહિ માનવા

૩ શ્રી વીતરાગ ભગવાને કહેલો અહિંસા, સંયમ અને તપ જેમા પ્રધાન છે એને જ સુધર્મ કહેવાય છે, તેવાજ ધર્મને ધર્મ તરીકે સ્વીકારવો

ઉપરોક્ત ત્રણ તત્વો ઉપર અટલ શ્રદ્ધા રાખવી તેનુ જ નામ સમકીત એ સમકીત વિનાની ધર્મ ક્રિયાઓને જૈન શાસ્ત્રકાર છાર ઉપર લીંપણા જેવી, એકડા વિનાના મીંડા જેવી, અગર તો પાયા ( Foundation ) વિનાના મકાન જેવી ગણે છે દરેક મતો રૂપી વૃક્ષોમા સમ્યકૃત્વ તો તેના મૂળ રૂપે હોવુ જ જોઇએ જેની હયાતિમા દરેક ધર્મ તેનુ સપૂર્ણ ફળ આપવા સમર્થ બને છે

ઉપરોક્ત સમ્યકૃત્વને દૂષિત કરનાર દૂષણો, અતિચાર, તેમજ કારણ પડયે રાખવામા આવતા આગારો ( છુટો ) અને મિથ્યાત્વના પ્રકારો અત્રે દર્શાવવામા આવે છે

## સમ્યકૃત્વના પાચ અતિચારો

૧ શકા—જિન વચનમા શકા કરવી

૨ કાક્ષા—અન્ય મતમા જવાની અભિલાષા કરવી

૩ વિચિકિત્સા—ધર્મના ફળનો સદેહ કરવો અર્થાત્ હુ ધર્મ કરણી કરૂ તેનુ ફળ મને આવતા ભવમા મળશે કે કેમ ? એવો વિચાર કરવો

૪ મિથ્યા દષ્ટિ પ્રશસા—અન્ય ધર્મીઓની પ્રશસા કરવી

૫ તત્સસ્તવ—અન્ય ધર્મી તથા કુલીંગીઓનો પરિચય કરવો ( વ્યાપાર આદિના કારણ સિવાય )

ઉપરના પાચ અતિચારો ટાળવાથી સમ્યકૃત્વ અતિ ઉજ્જવલ બને છે માટે તે અતિચારો ન લાગે તે માટે બનતો ઉપયોગ રાખવો

## સમ્યકૂત્વના છ આગારો

કોઇ કોઇકીના પ્રસગે ફસાઇ જવાથી કારણ સર કુ દેવ કુ ગુરૂ અને કુ ધમને નમસ્કાર આદિ કરવો પડે તો સમ્યકૂત્વ નો ભગ ન થાય તે માટે તેના છ આગારો—જયણા—છુટ (exception) રાખવામા આવે છે

૧ રાયાભિયોગ—રાજા અગર નગરના માલિકની આજ્ઞાથી કરવુ પડે
૨ ગણાભિયોગ—જન સમુહના બળાત્કારથી કરવું પડે
૩ બલાભિયોગ—ચોર આદિના કહેવાથી કરવુ પડે
૪ દેવાભિયોગ—દેવતા આદિના બળાત્કારથી કરવુ પડે
૫ ગુરૂનિગ્રહ—ગુરૂ આદિ વડીલના કહેવાથી કરવું પડે
૬ વૃત્તિકાતાર—આજીવીકાના કારણ સર કરવું પડે

સમ્યકૂત્વથી વિપરીત તેજ મિથ્યાત્વ કહેવાય છે એટલે મિથ્યાત્વના પણ પ્રકારો જાણ્યા હોય તો સમકીતને દૂષણ લાગવાનો અગર તેનો ભગ થવાનો ભય નહિ રહે એટલે તેના પદર પ્ર ારો જણાવાય છે

## મિથ્યાત્વના ૧૫ પ્રકાર

### પાચ પ્રકાર

૧ અભિગ્રહીક—પોતે ગ્રહણ કરેલા કુધર્મને છોડે જ નહિ
૨ અનભિગ્રહીક—સર્વ ધર્મોને એક સરખા માનવા
૩ અભિનિવેશિક—ખોટુ જાણવા છતા માન પાન આદિ લાલસાના કારણે તેને છોડવુ નહિ

૪ શાસયિક—સર્વજ્ઞ વચનમા શ્રદ્ધા રાખે અર્થાત્ સર્વજ્ઞ ભગવાને આમ કહ્યુ તે સાચુ હશે કે કેમ?
૫ અનાભોગિક—અસજ્ઞી જીવોને અનુપયોગપણે વર્તે છે તે

## છ પ્રકાર

૧ લૌકિક દેવગત—રાગીદ્વેષી કુદેવને સુદેવ તરીકે માને તે
૨ લૌકિક ગુરુગત—અનેક આરભ સમારભમા રક્ત અને સસારના સગીઓને ગુરૂ તરીકે માને
૩ લૌકિક ધર્મગત—લૌકિક પર્વો જેવા કે હોળી, બળેવ, નોરતા આદિને લોકોત્તર પર્વની બુદ્ધિ એ માને
૪ લોકોત્તર દેવગત—વીતરાગ દેવને આ લોક અને પર લોકના પૌદ્ગલીક સુખના ઈરાદાથી માને-પૂજે
૫ લોકોત્તર ગુરુગત—કચન કામીનીના ત્યાગી ગુરૂઓને ઉભય લોકના સુખના ઈરાદાથી માને-આહારપાણી આપે
૬ લોકોત્તર ધર્મગત—સર્વજ્ઞ ભગવાને કહેલા દાન, શીલ, તપ અને ભાવનારૂપ ધર્મને બન્ને લોકના પૌદ્ગલિક સુખ મેળવવા માટે આરાધે

## ૪ પ્રકાર

૧ પ્રરૂપણા—જિન ભાષિત અર્થથી અવળી પ્રરૂપણા (દેશના) કરે
૨ પ્રવર્તન—લૌકિક અને લોકત્તર મિથ્યાત્વની કરણી કરે
૩ પરિણામ—મનમા જુઠો હઠવાદ રાખે અને કેવળી ભાષિત નવ તત્વના યથાર્થ અર્થની શ્રદ્ધા ન કરે
૪ પ્રદેશ—આત્માની સાથે સત્તામા રહેલી મોહનીય કર્મની સાત પ્રકૃતિ

## વિભાગ ૩ જો

### બારવ્રતોનુ સ્વરૂપ

તે બારવ્રતોના ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે પાચ અણુવ્રત–ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત

મુનિ મહારાજના પાચ મહાવ્રતથી નાના હોવાથી તેને અણુવ્રત કહેવામા આવે છે છઠ્ઠુ–સાતમુ અને આઠમુ વ્રત, પાચ અણુવ્રતને ગુણ ( ફાયદો ) કરનારા હોવાથી તેને ગુણવ્રત કહેવામા આવે છે અને છેલ્લા ચાર વ્રતોમા મુનિપણાના પાલનની શિક્ષા (Practice) હોવાથી તેને શિક્ષા વ્રતો કહેવાય છે

### ૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રત

આ વ્રતમા નિરપરાધી હાલના ચાલતા ( ત્રસ ) જીવોને મારવાની બુદ્ધિથી નહિ મારવાની પ્રતિજ્ઞા કરવામા આવે છે

આ વ્રતના નીચે જણાવેલ પાચ અતિચારો જાણવા પણ આચરવા નહિ

૧ વધ–ક્રોધથી ગાય, ઘોડા પ્રમુખ જાનવરોને મારવા તે
૨ બધ–ગાય બળદ પ્રમુખ જાનવરોને ગાઢ બધનથી બાધવા તે
૩ છવિચ્છેદ–બળદ વિગેરેના કાન, નાક છેદાવવા
૪ અતિભારારોપણ–બળદ પ્રમુખ જાનવર ઉપર જેટલો બોજો તે ઉચકી શકતા હોય તેના કરતા વધુ ભરવો તે

૫ ભાત પાણીનો વિચ્છેદ-પાળેલા જાનવરોને રોજ ખાવાનું અપાતુ હોય તેના કરતા ઓછુ આપવુ અગર ટાઈમથી મોડુ આપવું

## ૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત

આ વ્રતમા નીચે જણાવેલ પાચ મોટા જુઠા નહિ બોલવાની પ્રતિજ્ઞા કરાય છે

૧ કન્યાલીક-કન્યા સબધી સગપણ વિવાહ આદિમા જુઠુ બોલવું નહિ, તેમજ સર્વ મનુષ્ય સબધી પણ જુઠુ બોલવું નહિ
૨ ગવાલિક-એટલે ગાય, પશુ વિગેરે ચાર પગ વાળા જાનવર અગે દુધ સબધી ખોડખાપણ સબધી જુઠુ નહિ બોલવું
૩ ભૂમ્યાલીક-એટલે ભૂમિ, ખેતર, મકાન, દુકાન બગીચો વાડી આદિ ભૂમિ સબધી જુઠુ બોલવુ નહિ (બીજાની જમીન ઉપર પોતાનો ખોટો હક્ક કરીને દબાવવી નહિ)
૪. થાપણ મોસો-એટલે કોઈએ અનામત મૂકવા આપેલી થાપણ (દાગીનો અ ાર રોકડ મીલક વિગેરે) ને ઓળવવી નહિ અર્થાત્ તે લેવા આવે ત્યારે તુ મને ક્યારે આપી ગયો છે, એમ બોલવું નહિ
૫ કુડી શાખ-એટલે હજારો રૂપીયાનો નફો થતો હોય તોપણ ખોટી સાક્ષી કરી પુરવી નહિ ( કોઈનિ દૈકાન્ત દ ડ (ફાંસી) વિગેરે માટે અસત્ય બોલવું પડે તેની જયણા )

### બીજા વ્રતના પાચ અતિચાર

૧ સહસાત્કાર-વિના વિચાર જેમ આવે તેમ બોલવું

૨ રહસ્ય-કોઈની ગુપ્ત વાત જાહેરમા મૂકવી
૩ મન્ત્ર ભેદ-પોતાની સ્ત્રી-મિત્ર આદિ વિશ્વાસુઓના દૂષણ બોલવા ગુપ્તવાત ખુલ્લી કરવી ( આમ કરવાથી કોઈ વખત તેને આપઘાત કરવાનો પણ પ્રસગ આવે છે )
૪ મૃષા ઉપદેશ—જુઠો ઉપદેશ, ખોટી સલાહ આપવી
૫ કુટ લેખ—અન્યને ઉંધે રસ્તે દોરવવો, ખોટા ખાતા, દસ્તાવેજ કરવા કરાવવા તથા લખેલ અક્ષરોમા ફેરફાર કરવો

## ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત

આ વ્રતમા નીચે જણાવેલ મોટી ચોરી કરવી નહિ
૧ કોઈને ત્યા ખાતર પાડવુ નહિ તેમજ બીજા પાસે પડાવવુ નહિ ૨ ગાઠે બાધેલી કોઈ અમૂલ્ય વસ્તુ લેવી નહિ ૩ ખીસુ કાતરવુ નહિ ૪ તાળુ તોડવુ નહિ ૫ લુટ કરવી નહિ ૬ કોઈની પડી ગયેલી અમૂલ્ય ચીજ લેવી નહિ ટુકમા રાજદડ અને લોકભડ એવી ચોરી પ્રાણાત કષ્ટે પણ કરી કરવી નહિ

### ત્રીજા વ્રતના પાચ અતિચાર

૧ ચોર પાસેથી ચોરાઉ વસ્તુ સસ્તી જાણી, જાણી બુઝીને લેવી તે
૨ ચોરને ચોરી કરવામા મદદ કરવી
૩ સારી વસ્તુમા બીજી ખોટી વસ્તુ નાખીને આપવી, સારી દેખાડીને ખોટી આપવી
૪ રાજ્ય વિરૂદ્ધ સ્થાનમા જવુ, અગર દાણ ચોરી કરવી તે
૫ તોલ-માન-માપા ઓછા વધતા રાખવા

## ૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત

આ વ્રતમા પુરૂષોએ પોતાની સ્ત્રીમા સતોષ રાખી પર સ્ત્રીનો ત્યાગ અને સ્ત્રીઓએ પર પુરૂષનો ત્યાગ કરવાનો છે તેમજ તીર્યંચ અને દેવી સબધી મૈથુનનો પણ ત્યાગ કરવો પડે છે

### આ વ્રતના પાચ અતિચાર

૧ અપરિગ્રહીતાગમન—કોઇએ પણ જે સ્ત્રીને ગ્રહણ કરી નથી એવી સ્ત્રી સાથે ગમન કરવુ તે

૨ ઈત્વિરપર ગ્રહીતા ગમન—અમુક દિવસ સુધી વેશ્યા પ્રમુખને કોઇએ રાખી હોય તેની સાથે ગમન કરવું તે

૩ અનગ ક્રીડા—સ્ત્રીઓના અગોપાગ નીરખવા તથા કામ વિકાર વધે એવી ચેષ્ટા કરવી

૪ પર વિવાહ કરણ—પોતાના પુત્ર પુત્રી સિવાય પારકાના વિવાહ કરવા

૫ તિવ્ર અભિલાષા—કામચેષ્ટામા અતિ તીવ્ર ઇચ્છા ધારણ કરવી તે

## ૫ સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત

ધન-ધાન્ય ક્ષેત્ર (જમીન) હાટ, હવેલી, રૂપુ, સોનુ હલકી ધાતુ બે પગ વાલા નોકર-ચાકર, ચાર પગવાળા પશુ આ નવ પ્રકારના પરિગ્રહનુ પરિમાણ કરવુ પરિમાણથી (ધારેલી મર્યાદાથી) અધિક થઇ જાય તો ધર્મ માર્ગે વાપરી નાખવુ

## આ વ્રતના પાચ અતિચાર

૧ ધન ધાન્ય—જ્યારે ધારેલી ધારણાથી અધિક થઈ જાય ત્યારે ધર્મખાતામા વાપરવાના બદલે પુત્ર પુત્રી અગર સ્ત્રીના નામે ચડાવી દે
૨ ક્ષેત્રમા બે ક્ષેત્રોને એક કરી નાખી ધારેલા પરિમાણથી અધિક રાખે
૩ રૂપુ સોનુ પણ કોઈના નામ ઉપર આપુ પાછુ કરી ધારણા કરતા અધિક રાખે
૪ ત્રાબા વિગેરે ધાતુઓમા પણ એ જ પ્રમાણે આડાઅવળા નામે ચડાવી ગોટાળો કરે
૫ દાસ-દાસી ગાય-ભેસ વિગેરેમા પણ મર્યાદાથી અધિક રાખી ગોટાળો કરે

## ૬ દિશા પરિમાણ વ્રત

ચાર દિશા ચાર વિદિશા, ઉર્ધ્વ અને અધો મળી દશદિશામા અમુક ગાઉ સુધી જવાનો નિયમ કરવો
( કાગળ, તાર, છાપા વાચવાની જયણા રાખી શકાય છે )

## છઠ્ઠા વ્રતના પાચ અતિચાર

૧ મર્યાદા કરતા વધારે ઉચા જવું તે
૨ ,, ,, ,, નીચા જવું તે
૩ ચાર દિશાની મર્યાદાનુ ઉલ્લઘન કરવુ તે
૪ બધી દિશાના ગાઉ ભેગા કરી એક દિશાએ વધારે જવુ અર્થાત રાખેલા પ્રમાણમા પોતાની ઈચ્છા મુજબ ઓછુ વધતુ કરવુ

૫ કેટલા ગાઉં રાખ્યાં છે એની ખબર ન રહેવાથી આગળ જવુ તે

## ૭ ભોગોપભોગ વિરમણ વ્રત

ભોગ—એટલે ભોજન-વિલેપન વિગેરે જે એકવાર ઉપયોગમા આવે તે

ઉપભોગ—એક ચીજ વારવાર વપરાય, જેવા કે વસ્ત્ર અલકાર, ઘર, સ્ત્રી વિગેરે

ભોગ અને ઉપભોગોની વસ્તુનુ આ વ્રતમા પરિમાણ કરવુ અને તે માટે નીચે જણાવેલ ચૌદ નિયમોને સવાર-સાજ ધારવા અને સકેલવાની જરૂર છે

## ચૌદ નિયમની વિગત

૧ સચિત્ત—દિવસમા જેટલા સચિત્ત (જીવ વાળા) દ્રવ્ય મુખમા નાખવા હોય તેની સખ્યા નક્કી કરવી
૨ દ્રવ્ય—જુદા જુદા નામવાળી અને સ્વાદવાળી જેટલી ચીજો ખાવી હોય તેની સખ્યા ધારવી
૩ વિગય—ઘી, ગોળ, દૂધ, દહીં, તેલ અને કડા એ છ વિગયમાથી નિરતર એક વિગયનો (મૂળથી અથવા કાચી) નો ત્યાગ કરવો
૪ વાણહ—જોડા, ચપ્પલ, મોજા, પાવડી વિગેરેની સખ્યા ધારવી
૫ તબોલ—સોપારી, એલચી વિગેરે મુખવાસ ખાવાનુ માપ ધારવું

૬ વસ્થ—દિવસમા આટલા વસ્ત્ર પહેરવાની સખ્યા ધારવી
૭ કુસુમ—સુઘવાની વસ્તુનું વજન ધારવું
૮ વાહન—ગાડી, ઘોડા, ઉંટ, મોટર, ટ્રેઇન, ટ્રામ, બસ આદિ વાહનોમા બેસવાની સખ્યા ધારવી
૯ શયન—શય્યા, આસન, ગાદી ઉપર બેસવાની સખ્યાનુ માપ ધારવુ
૧૦ વિલેપન—શરીરે વિલેપન કરવાની વસ્તુનુ માપ
૧૧ બ્રહ્મચર્ય—યથાશક્તિ તે વિષે નિયમ ધારવો
૧૨ દિશિ—દશે દિશામા જવાની મર્યાદા બાધવી
૧૩ સ્નાન—સ્નાનની ગણુતરી કરવી ( ધર્મ કાર્યમા જયણા )
૧૪ ભત્તેસુ—ભોજન પાણીનુ વજન ધારવુ

પૃથ્વીકાય—માટી, ખારો, ચાક, મીઠુ આદિ વાપરવાનુ પરિમાણ ધારવુ

અપ્પકાય—પાણી પીવાનુ તથા વાપરવાનુ વજન ધારવું

તેઉકાય—ચુલા, દીવાનુ પરિમાણુ કરવું

વાઉકાય—પખા, હીંડોલા, વસ્ત્રની ઝાપટ વિગેરેનુ પરિમાણુ કરવુ

વનસ્પતિ—ઉપયોગમા આવતી લીલોતરીનુ નામથી તથ તોલથી પરિમાણુ કરવુ

અસિ—ચોય કાતર, સુડી, છરી, તરવાર આદિ વાપરવાની સખ્યાનુ પરિમાણ

મસી—ખડીયા, કલમ વાપરવાની સખ્યા રાખવી

કૃષિ—હળ, કુહાડા, પાવડી, તરાજ ( કોસ ) વિગેરે વાપરવાની સખ્યાનુ પરિમાણુ કરવુ

જગતમા ખાવાની, પીવાની, ઓઢવાની અને વાપરવાની અનેક ચીજો છે તે સમસ્ત વસ્તુઓનો ભોગવટો આપણે એકી સાથે કરતાએ નથી અને કરી પણ શકતા નથી છતા પણ પચ્ચખ્ખાણ (પ્રતિજ્ઞા) ના અભાવે તે તે વસ્તુ ઉપર આપણી ઇચ્છાઓ ચોટેલીજ રહે છે એટલે તે ઇચ્છાઓદ્વારા આપણો આત્મા તે તે વસ્તુઓને નહિ ભોગવવા છતા પાપને ઉપાર્જન કર્યા કરે છે અર્થાત્ નાહકમા તે પાપોથી આત્મા લેપાય છે એટલે તે સમસ્ત પાપોમાથી મુક્ત થવા માટે દરેક શ્રાવક શ્રાવિકાએ ઉપર જણાવેલ નિયમોનુ હમેશ પાલન કરવુ જોઈએ તેજ મુજબ પદર કર્માદાનોના વ્યાપારોનો પણ ત્યાગ કરવો અત્યત જરૂરી છે એક આત્મા કાઇ પદરે જાતના વ્યાપાર કરતો નથી છતા તેનો ત્યાગ નહિ હોવાથી તે પાપોનો પોટલો પણ નાહક આપણા શીર ઉપર ચઢાવીએ છીએ માટે જે વ્યાપાર વિના આ જીવીકા નહિ જ ચાલી શકતી હોય, તેની માત્ર છુટ રાખી બાકીના ( કર્માદાનો ) ભયકર પાપવાલા વ્યાપારોનો સમજુ શ્રાવકોએ ત્યાગ કરવો જરૂરી છે

## પદર કર્માદાનોના નામ

૧ અગાર કર્મ—ચુનો, ઈંટ, નળીયા વિગેરે પકાવવાનો વ્યાપાર

૨ વન કર્મ—જગલ કાપવાનો, ફુલ, શાક, લાકડા વિગેરે વનસ્પતિનો વ્યાપાર

૩ શકટ કર્મ—ગાડા, હળ પ્રમુખ તૈયાર કરી વેચવા

૪ ભાટક કર્મ—ગાડી, ઘોડા વિગેરે ભાડે ફેરવવા.

૫ સ્ફોટક કર્મ—સુરંગ ફોડાવવી ખાણ ખોદાવવી, કૂવા વાવ ખોદાવવાનો ધંધો
૬ દંત વાણિજ્ય—હાથીદાંત વિગેરેનો વ્યાપાર
૭ લાક્ષ વાણિજ્ય—લાખ તથા ગુંદર વિગેરેનો વ્યાપાર
૮ રસ વાણિજ્ય—ઘી, તેલ, ગોળ વિગેરેનો વ્યાપાર
૯ વિષ વાણિજ્ય—અફીણ, સોમલ, કે વચ્છનાગ આદિ ઝેરનો વ્યાપાર
૧૦ કેશવાણિજ્ય—પશુ પંખીના વાળ-પીંછા વિગેરેનો વેપાર
૧૧ યંત્ર પીલણ—મીલ, જીન, સંચા, ઘંટી, ઘાણી વિગેરેનો વ્યાપાર
૧૨ નિર્લાંછન કર્મ—બળદ, ઘોડા, વિગેરેને નપુંસક કરવા તથા નાક, કાન આદિ અંગોપાંગ છેદવાનો વ્યાપાર
૧૩ દવદાન કર્મ—વનમાં, સીમમાં કોઈપણ જગ્યાએ અગ્નિ દાહ મૂકવો
૧૪ જળ શોષણ કર્મ—સરોવર-તળાવ વિગેરેના પાણી સૂકાવી નાખવા
૧૫ અસતી પોષણ—રમતને ખાતર કુતરા-બીલાડા મેના, પોપટ વિગેરે પાળવા તથા વ્યાપાર નિમિત્તે અસતી સ્ત્રી વેશ્યાદિકને પોષવી

## સાતમા વ્રતના પાંચ અતિચાર

૧ સચિત્ત આહાર—સચિત્ત વસ્તુ ખાવી તે
૨ સચિત્ત પ્રતિબદ્ધ આહાર—સચિત્ત વસ્તુની સાથે વળગેલી વસ્તુ ખાવી
૩ અપક્વ આહાર—નહિ પાકેલી વસ્તુ ખાવી,

૪ દુષ્પક્વ આહાર—અર્ધા કાચી પાકી વસ્તુ ખાવી
૫ તુચ્છ ઔષધિ—ખાવામા થોડુ આવે અને ફેંકીદેવાનું ઘણુ હોય, એવી વસ્તુ ખાવી બોર, શેરડી, દાડમ, અનનસ, ઈત્યાદિ

## ૮ અનર્થ દંડ વિરમણવ્રત

નાહકમા વિના સ્વાર્થે, જેમા આપણને કશો લાભજ થતો નહિ હોય એવી ક્રિયાઓ કરી આત્માને દંડવો એનુ નામ અનર્થદંડ કહેવાય છે

આ વ્રતમા નીચે જણાવેલ વસ્તુનો ત્યાગ કરવા પુરતો ઉપયોગ રાખવો

૧ કોઈ પણ પશુ-પક્ષીને ક્રીડા ખાતર પાળવા નહિ
૨ કુતરા, બીલાડા, સાપ, નોળીયા આદિને લડાવવા નહિ
૩ હાથી, ઘોડા, ઘેટા, કુકડાની રમત જોવા જવુ નહિ
૪ કોઈને ફાંસી અપાતી હોય તો ત્યા જોવા જવુ નહિ અને તે કાર્યની અનુમોદના કરવી નહિ
૫ સ્ત્રીકથા, ભોજનકથા, રાજકથા, દેશકથા કદી કરવી નહિ
૬ રસ્તે ચાલતા વિના કારણે ઝાડના ફળ, ફુલ, પાંદડા તોડવા નહિ
૭ શેતરંજ નોકટાબાજી, ગંજીફા, આદિની રમત રમવી નહિ
૮ ઘંટી, ખાણીયા, સાંબેલા, હળ, કોદાળી, કોશ આદિ હથિયારો તૈયાર રાખી માગ્યા આપવા નહિ

---

૧ બાવીશ અભક્ષ્ય તથા બત્રીશ અનંતકાયનો ત્યાગ આ વ્રતમા કરવામા આવે છે જે આગળ આપવામા આવ્યા છે

વિભાગ ૩ જો

( ન્વજન ન મ ધી, આદિમા દાક્ષિણ્યતાના કારણો આપ
૫૯ તની જયણા )

## આઠમા વ્રતના પાચ અતિચાર

૧ કદપ—વિકાર વધે તેવી કુચેષ્ટા કરવી તે
૨ કૈકુચ્ય—કામ ઉત્પન્ન થાય તેવી વાતો કરવી તે
૩ મૌખર્ય—વાચાળપણાથી, જેમ આવે તેમ આડા અવળા અસબધ વાક્યો બોલવા
૪ સયુક્તાધિકરણ—હિંસાવાળા ઉપકરણોને જોડીને તૈયાર રાખવા
૫ ભોગાતિરિક્તતા—ભોગમા તથા ઉપભોગમા વપરાતી ચીજો વસ્તા, લોભથી વધાર રાખવી

## ૯ સામાયકવ્રત

બાર મહિનામા અમુક સામાયક કરી આપવાનો નિયમ આ વ્રતમા કરવો શરીર આદિના કારણે આગળ પાછળ કરી આપવાની છુટ રાખી શકાય છે, વ્રતધારી આત્માએ બનતા સુધી એક સામાયક તો રોજ કરવુ જ જોઇએ

## નવમા વ્રતના પાચ અતિચાર

૧ મન દુ પ્રણિધાન—મનમા ખોટા વિચાર કરવા,
૨ વચન દુ પ્રણિધાન—પાપવાળુ વચન બોલવુ
૩ કામ દુ પ્રણિધાન—અજયણાએ કાયાને હલાવવી ચલાવવી, ભીતે ઓઠીંગણ દઇને બેસવુ
૪ અનવસ્થા દોષ—જે ટાઇમે સામાયક લીધુ હોય તે પુર
૫ ટાઇમ ન પાળે

૫ સ્મૃતિવિહીન—સામાયક લઈને ટાઇમ જોવો ભૂલી જાય અગર તો સામાયક પાળવુ જ ભૂલી જાય

## ૧૦ દેશાવગાસિક વ્રત

આખી જીદગાની માટે લીધેલા વ્રતોની વિશાળ મર્યાદાને આ વ્રતમા અતિ સક્ષેપ કરી લેવામા આવે છે મુખ્યતયા છઠ્ઠા વ્રતમા અમુક ગાઉ સુધી જવાની રાખેલી છુટને અતિ ટુકાવી દેવામા આવે છે હાલ આ વ્રતમા જઘન્યથી એકાસણુ કરી સવાર સાજના પ્રતિક્રમણ સાથે વચમા આઠ સામાયક કરવામા આવે છે ઉપાશ્રયથી ઘેર સુધી અગર અમુક સ્થાન સુધી જવાની મર્યાદા નક્કી કરાય છે

### દશમા વ્રતના પાચ અતિચાર

૧ આનયન પ્રયોગ—ધારેલી ભૂમિથી આગળની ભૂમિથી કોઈ વસ્તુ મગાવવી
૨ પ્રેષ્ય પ્રયોગ—ધારેલી હદની બહારથી બીજા પાસે કોઈ વસ્તુ મગાવવી
૩ શબ્દાનુપાત—શબ્દ કરીને હદ બહારથી વસ્તુ મગાવવી
૪ રૂપાનુપાત—રૂપ દેખાડીને હદ બહારથી વસ્તુ મગાવવી
૫ પુદ્‌ગલ પ્રક્ષેપ—કાકરો નાખી પોતે અહી છે એમ જણાવી દેવુ

## ૧૧ પૌષધ વ્રત

દરવર્ષે આઠ પહોરના અગર ચાર પહોરના ( માત્ર દિવસનો અગર માત્ર રાતનો અગરતો દિવસ અને રાતનો ભેગો ) અમુક પૌષધ કરવા

### પૌષધના ચાર પ્રકાર છે

૧ આહાર પૌષધ—દેશથી અને સર્વથી હોય છે બાકીના સર્વથી હોય છે દેશથી આહાર પૌષધમા એકાસણુ આબીલ નીવી કરાય છે સર્વથી આહાર પૌષધમા ચારે પ્રકારના આહારનો જેમા ત્યાગ કરાય છે

૨ શરીર સત્કાર પૌષધ—શરીરને પૌષધ નિમિત્તે શણગારવુ નહિ

૩ અ વ્યાપાર પૌષધ—સ સારી વ્યાપાર કોઇ પણ કરવો નહિ

૪ બ્રહ્મચર્ય પૌષધ—બ્રહ્મચર્યનુ પાલન કરવુ

### આ વ્રતના પાચ અતિચાર

૧ અપ્રતિ લખીત શય્યા—સ થારા આદિ ઉપધિને ન પડીલેહે ન પ્રમાર્જે

૨ અપ્રમાર્જિત દુપ્રમાર્જિત—સ થારા આદિને પડિલેહે પ્રમાર્જે તો બરોબર ન પડિલેહે ન પ્રમાર્જે

૩ અપ્રતિ લેખીત દુપ્રતિ—સ્થડિલ, માત્રુ પરઠવવાની જગ્યાની પડિલેહણા તથા પ્રમાર્જના કરે જ નહિ

૪ અપ્રમા૦ દુપ્રમા૦—સ્થડિલ માત્રાની જગ્યા પડિલેહે તથા પ્રમાર્જે પણ બરોબર ન કરે

૫ પૌષધ વિધિ વિપરીતતા—પૌષધ ટાઇમસર લે નહિ અને વહેલો પાળે તે તથા પૌષધમા પારણાની ચિંતા કરે

## ૧૨ અતિથિ સવિભાગ

મુખ્ય રીતિએ આઠ પહોરનો ( અહોરાત્રિ ચઉવિહાર ઉપવાસ સહિત ) પૌષધ કરી, પારણે એકાસણું કરી મુનિરાજને વહોરાવી જેટલી ચીજ મુનિરાજ વહોરે તેટલીજ વાપરવી આ વ્રતને અતિથિ સવિભાગ વ્રત કહેવામા આવે છે આ વ્રત વર્ષમા જેટલા વાર કરવુ હોય તેટલીવાર ધારી શકાય છે કદાચ આખા વર્ષમા મુનિરાજનો જોગ ન બને તો સાધર્મી ભાઈને જમાડીને પણ આ વ્રતનુ પાલન કરવુ

### આ વ્રતના પાચ અતિચાર

૧ સચિત્ત નિક્ષેપ—સચિત્ત વસ્તુ અચિત્ત વસ્તુમા નાખીને વહોરાવવી તે

૨ સચિત્ત પિધાન—સચિત્ત વસ્તુ વડે ઢાંકેલી અચિત્ત વસ્તુ આપવી,

૩ અન્ય વ્યપદેશ—પોતાની વસ્તુ બીજાની છે અને બીજાની વસ્તુ પોતાની છે એમ કહીને આપવી

૪ સમત્સર દાન—ક્રોધ અભિમાન, ઇર્ષ્યાથી દાન આપે

૫ કાલાતિક્રમ—ગોચરીનો કાળ વીતી ગયા પછી મુનિને આમત્રણ કરવા જાય



# વિભાગ ૪ થો.

## શ્રાવક કોણ કહેવાય ?

શ્રાદ્ધદિન કૃત્યમા શ્રાવક શબ્દોનો અર્થ જણાવતા પૂ૦ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજ લખે છે કે—

श्रद्धालुता श्राति जिनेंद्र शासने,
धनानि पात्रेषु वपत्यनारतम् ।
करोति पुण्यानि सुसाधुसेवना,
दतोपि तं श्रावकमाहुरुत्तमा ॥

श्रा—શબ્દથી ભગવાનના શાસનમા શ્રદ્ધાને પરિપકવ બનાવે
व—પાત્રમા નિરતર પોતાના ધનને વાવે
क—સુસાધુઓની સેવાદ્વારા પુણ્યને ઉપાર્જન કરે

ઉપરોક્ત ત્રણ ગુણ જેનામા હોય તે શ્રાવક કહેવાય છે શ્રાવક એ તો ગુણનિષ્પન્ન શબ્દ છે વળી એ શબ્દ જ્ઞાતિને જણાવનારો છે ઉપરના ત્રણ ગુણોને ધારણ કરનારો ગમે તે જ્ઞાતિનો હોય તો પણ તે ભાવ શ્રાવક કહી શકાય છે જ્યારે માત્ર શ્રાવકના કુલમા ઉત્પન્ન થયો હોય પરતુ ઉપરોક્ત ગુણો જો ન હોય તો તે નામનો જ ( દ્રવ્ય ) શ્રાવક કહેવાય છે

વળી શ્રાવક શબ્દની વ્યુત્પત્તિ કરતા શાસ્ત્રકાર જણાવે છે કે ણોતિ इति श्रावक અર્થાત જે સાભળે એનુ નામ શ્રાવક

પરંતુ શું સાભળવું ! જગતમાં સાભળવાનું તો ઘણું છે અને સભળાવનારા પણ સંખ્યાબંધ છે એટલે તેનું પણ સ્પષ્ટીકરણ કરતા પૂ૦ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે કે-

> संपत्तदंसणाइ पइदियह जइजणा सुणेई य ।
> सामायारिं परमं जो खलु तं सावगं विंति ॥

અર્થ —જેણે સમ્યક્ત્વ આદિ પ્રાપ્ત કર્યું છે, એવો જે કોઈ માણસ પ્રતિદિન સાધુજન પાસે, સાધુ સમાચારી અને શ્રાવકની સમાચારી ( શ્રાવકોની ફરજો ) સાભળે છે તે નિશ્ચયથી શ્રાવક કહેવાય છે

## શ્રાવક તથા શ્રાવિકાઓએ, દિવસે અને રાત્રે કરવા લાયક કર્તવ્યો

૧ ચાર ઘડી રાત બાકી રહે એટલે શ્રાવકે જાગૃત થઈ સર્વ મંત્ર શિરોમણી સર્વ મંગલોમાં પરમ મંગલ સ્વરૂપ શ્રી નવકારમંત્રનું સ્મરણ કરવું ( ઓછામાં ઓછા સાત આઠ નવકાર તો ગણવા )

૨ હું કોણ છું ? સાધુ છું કે શ્રાવક ? શ્રાવક છું તો શ્રાવકને યોગ્ય અને મારાથી બની શકે એટલી ધર્મ કરણી કરું છું કે નહિ ? કે શ્રાવકનું નામ માત્રજ ધારણ કર્યું છે ? વળી હું કયા કુલમાં ઉત્પન્ન થયો છું ? જે કુલમાં ઉત્પન્ન થયો છું તે કુલને શોભે એવી મારી કાર્યવાહી છે કે તે ઉત્તમ કુલ કલંકીત થાય એવી છે ? વિગેરેનો એક ચિત્તે વિચાર કરે વિચાર કર્યા બાદ [illegible] યોગ્ય સુધારણા કરે

૩ ત્યાર બાદ વિચાર કરવો કે હું માત્ર સમ્યગ દૃષ્ટિજ છુ કે કોઇ વ્રત નિયમ પણ મારે છે ? જો ન હોય તો બાર વ્રતોમાથી જેટલા વ્રતો પાળી શકાય તેટલા ગ્રહણ કરવા પ્રયત્ન કરવો ( રોજને રોજ પોતાની ભાવના ભાવીને બેસી રહેવાનુ નથી )

૪ શુદ્ધ વસ્ત્ર પહેરી સામાયક લઇ વિધિ પૂર્વક એક ચિત્તે ધીમા સ્વરે ( ષડ્આવશ્યક ) પ્રતિક્રમણ કરવુ તપ ચિંતવન કાઉસ્સગ્ગ સમય બારપર્વ તિથિઓમાથી આજે કઇ તિથિ છે ? કયા ભગવાનનુ આજે કયુ કલ્યાણક છે? એનો વિચાર કરી તે દિવસે જે તપ બની શકે તેનુ પચ્ચખ્ખાણ ગ્રહણ કરવુ છેવટે આરભ સમારભના કાર્યો છોડી દેવા ધ્યાન રાખવુ બ્રહ્મચર્યનુ પાલન કરવુ

૫ ત્યાર પછી ત્રસ-સ્થાવર આદિ જીવોની રક્ષા પૂર્વક પરિમિત અચિત્ત જળથી ( અગર ગળેલા પાણીથી ) સ્નાન કરી શ્વેત વસ્ત્રો પહેરી આઠ પડનો મુખ કોસ બાંધી ઘર દહેરાસરના જિનોની વિધિપૂર્વક પ્રમાર્જના કરી અષ્ટ પ્રકારી પૂજા ( દ્રવ્ય પૂજા ) તથા ચૈત્યવદન રૂપ ભાવપૂજા કરવી તથા પ્રતિક્રમણ સમયે આત્મ સાક્ષીએ ગ્રહણ કરેલા પચ્ચખ્ખાણને પુન ભગવાન સાક્ષીએ ગ્રહણ કરવુ ત્યાર બાદ ગામમા મોટું દહેરાસર હોય તો વાજતે ગાજતે ત્યા જઇને પણ ભગવાનની દ્રવ્ય અને ભાવપૂજા ભાવપૂર્વક કરવી ભગવાનની પૂજા માટે જતા રસ્તામા અન્ય ખટપટમા અગર આરભ સમારભ ઉપદેશમા નહિ

પડતા સીધા દહેરાસરેજ આવવુ જેથી મોએ મો ટકા ફળ પ્રાપ્ત થઈ શકે

૬ દહેરાસરનુ કાર્ય પતી ગયા પછી જો ગુરૂમહારાજનો જોગ હોય તો તેમની પાસે જઇ ભાવપૂર્વક વદન કરી તેમના મુખથી પણ ફરી પચ્ચખ્ખાણ કરવું

૭ ત્યાર બાદ તેમની પાસે આગમ શાસ્ત્રનુ શ્રવણ કરવું ગમે ત્યા પણ થોડો સમય કાઢી વ્યાખ્યાન શ્રવણ કરવુ જરૂરી છે વિના ઇચ્છાએ સાભળેલુ ભગવાન મહાવીરનુ એક વચન પણ રોહીણીઆ ચોરને ફાસી આદિની ઘોર સજાથી મુક્ત કરી તેને દેવલોકની અપૂર્વ ઋદ્ધિ અર્પણ કરનારૂ થયુ તો પછી ભાવપૂર્વક અનેકવચનો સાભળનારની સદ્ગતિ માટે તો પૂછવુજ શુ ?

૮ મહારાજને શરીર સબધી શાતા પૂછવી, શાતા પૂછયા પછી તેમનો જે કાઇ દવાઆદિ વસ્તુઓની જરૂર હોય તો તેમને લાવી આપવી તોજ શાતા પૂછયાની સાર્થકતા થઈ કહેવાય

૯ ત્યાર બાદ સસારના કાર્યમા જોડાય તો વ્યવહારથી વિરૂદ્ધ અનેક પાપારભવાળા અને શિષ્ટ પુરૂષોની અપેક્ષાએ નિંદનીય વ્યાપારો ન કરે

૧૦ હવે એટલે સમયસર વખોડયા વગર વખાણ્યા વિના, જીન્હાની લોલુપતા વિના શરીર એ ધર્મ આરાધવાનું સાધન હોઈ તેને પોષવાની જરૂર છે, એજ ઇરાદાથી, અને અણાહારી પદ પ્રાપ્ત કરવાની અભિલાષા પૂર્વક

શ્રાવક ભોજન કરે પોતે ભોજન કરવા બેસે ત્યારે કોઇ અતિથિ ( મુનિરાજ ) આવી જાય તો હુ તેમને વહોરાવીને જમુ એવી શુભ ભાવના રાખે થોડીવાર ઘર બહાર નીકળી રાહ પણ જુએ તે પછી સાધર્મીભાઇની ભક્તિ કરવાનો લાભ ઉઠાવે, તથા પોતાના સ્વજન નોકર ચાકર આદિઓ જમ્યા છે કે ? નહિ તેમની પણ સભાળ રાખે ભોજન કરવાની આજ ખરી વિધિ છે નહિ કે પલાઠી વાળી પાટલા ઉપર થાળી ગોઠવી માત્ર પોતાનુ પેટ ભરવુ

૧૧ જમી રહ્યા પછી મુઠસી ગ ઠસી આદિનુ પચ્ચખ્ખાણ કરવુ તે પચ્ચખ્ખાણ કરનારને મહિનામા અઠ્ઠાવીશ ઓગણત્રીસ ઉપવાસનો ખાતાપીતા લાભ પ્રાપ્ત થાય છે

૧૨ સાજના સૂર્યાસ્ત પહેલા વહેલા વાળુ પાણી કરી દહેરાસર જઈ દીપ પૂજા, ધૂપ પૂજા આદિથી ભગવાનની ભક્તિ કરે ચઉવિહાર, તિવિહારનુ યથાશક્તિ પચ્ચખાણ કરવુ

૧૩ તે પછી ઉપાશ્રયે જઈ દિવસ સબધી થએલા પાપોનો નાશ કરવામા અપૂર્વ ઔષધ સમાન પ્રતિક્રમણ એક ચિત્ત થઇને કરે પ્રતિક્રમણ બાદ મુનિરાજની વૈયાવચ્ચ કરે ( પ્રસગ આવે તો શ્રાવકની પણ વૈયાવચ્ચ કરવાની છે ) ત્યાર બાદ પોતે જે અભ્યાસ કરેલો છે તેનો સ્વાધ્યાય કરી જાય ( ઉપાશ્રયમા પવન સારો આવે છે માટે લાબો થઇને સુઇ ન જાય )

૧૪ પ્રતિક્રમણ વૈયાવચ્ચ અને સ્વાધ્યાય આદિ ધર્મ ક્રિયાઓ કર્યા પછી શ્રાવક પોતાના ઘેર જાય અને પોતાના કુટુ

બને એકઠું કરી મુનિરાજ પાસે સાંભળેલો ઉપદેશ કહી જાય, પોતે જાણુતો હોય તો સારી સારી ધર્મ કથાઓ કહે કે જેથી પોતાનુ કુટુંબ ધર્મ માર્ગ ઉપર સ્થિર બની માનવ જન્મની સફળતા કરવાની સુંદર તક પ્રાપ્ત કરે

૧૫ સુતી વખતે ચોરાશી લાખ જીવાયોનિના જીવોને ખમાવી અઢાર પાપસ્થાનકોને આલોવી, અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવની ભાષિત ધર્મ એમ ચાર શરણા ગ્રહણ કરી સાત નવકાર મંત્ર ગણી નિદ્રાવશ થવું, સુવાની આ વિધિ છે

૧૬ શરીરનો સ્વભાવ સડન, પડન, અને વિધ્વંસન છે તેની મૂર્છા રાખી તેનાથી આરાધી શકાતા ધર્મથી વંચિત રહેવાની જરૂર નથી વળી સ્ત્રીના ચંચળ ચિત્તનો વિચાર કરે, બારદ્વારેથી દુર્ગંધીને જ ઝરતી કાયાનો વિચાર કરે જો શરીરનો બહારનો ભાગ અંદર જાય અને અંદરનો ભાગ બહાર આવે તો તે શરીર પાસે કુતરા તથા ગીધ સિવાય કોઈ ઉભો પણ ન રહે, એવા શરીરમાં હે ચેતન! તું કેમ મૂઝાયો છે? વિષયોનો ભોગવટો અનંતો કર્યો છતા તૃપ્તિ થતી નથી વિષયના ભોગવટાથી વિષયની ઈચ્છા વધતી રહે છે માટે તેનો ત્યાગ કરી બ્રહ્મચારી જીવન બનાવવું એજ શ્રેષ્ઠ છે, વિગેરેનો વિચાર કરે

૧૭ સ્ત્રીના સંગથી વિરક્ત થએલા મહા બ્રહ્મચારી આત્માઓની પ્રશંસા કરી તેમના ઉપર બહુમાન રાખવું, સંસારની અસારતાનો વિચાર કરી તેનાથી મુક્ત થઈ ભાગવતી દીક્ષા ગ્રહણ કરવાની તીવ્રભાવના કેળવવા પ્રયત્ન કરવો,

૨૩ આવતા કર્મોને રોકવા માટે વ્રત પચ્ચખ્ખાણ આદિ કરવા તે સવર

૨૪ પાપકારી, નિર્દય તુચ્છ ભાષા ન બોલવી પરન્તુ વિનય વિવેક અને માધુર્ય ભરેલી ભાષા બોલવી

૨૫ પૃથ્વી અપ તેઉ, વાઉ વનસ્પતિ અને ત્રસમય ( હાલતા ચાલતા તમામ જીવોની ) જીવો ઉપર કરુણા રાખવી

૨૬ ધર્મી મનુષ્યોનો સમાગમ કરવો

૨૭ પાચે ઇંદ્રિયોનુ દમન કરવુ

૨૮ ચારિત્રના પરિણામ રાખવા

૨૯ ચતુર્વિધ સઘ ઉપર બહુમાન રાખવુ તેનો તિરસ્કાર કદી કરવો નહિ

૩૦, પુસ્તક(ધર્મના)લખવા-લખાવવામા ધનનો સદુપયોગ કરવો

૩૧ તીર્થની ઉન્નતિ થાય તેવા કાર્ય કરવા તેનુ નામ પ્રભાવના છે

## શ્રાવકના એકવીશ ગુણોનુ વર્ણન

૧ **અક્ષુદ્ર**—શ્રાવક તુચ્છ હૃદયવાળો ન હોય પરન્તુ વિશાળ હૃદયવાળો હોય

૨ **રૂપવાન**—પાચ ઇંદ્રિયો જેને સપૂર્ણ મળી હોય

૩ **પ્રકૃતિસૌમ્ય**—સ્વભાવે શાત હોય, ચીઢીયા સ્વભાવવાળો ન હોવો જોઇએ

૪ **લોક પ્રિય**—દાન, સદાચાર, વિનય, મીઠું બોલનાર આદિ ગુણોને ધારણ કરનારો હોય જેથી લોકમા પ્રિય બની શકે છે

૫ **અક્રૂર**—સ્વભાવથી દયાળુ હોય પણ ક્રૂર નહિ હોય

૬ **ભીરૂ**—પાપની કાર્યવાહીથી તેમજ અપયશથી ડરનારો હોય.

૭ **અશઠ**—ઠગ વિદ્યા કરી અન્યને છેતરનારો ન હોય

૮ અદાક્ષિણ્ય—કોઈની પણ પ્રાર્થનાનો છતી શક્તિએ ભંગ કરનારો ન હોય

૯ લજ્જાળુ—અપ કાર્યને કરતા ડરનારો હોય.

૧૦ દયાળુ—તમામ જીવો ઉપર અનુકમ્પા રાખનારો હોય, દુ:ખીને જોઈને જેનુ હૃદય પીગળતુ હોય એટલુજ નહિ પરન્તુ શક્તિ હોય તો તેના દુઃખને દૂર કરવા તૈયાર હોય

૧૧. મધ્યસ્થ—વિપરીત વૃત્તિવાળા પ્રાણીઓની કર્મની ગહન ગતિનો વિચાર કરી તેના ઉપર દ્વેષ નહિ કરનારો

૧૨ ગુણાનુરાગી—સર્વ જીવો થોડા ઘણા અવગુણથી ભરેલા તો હોય છે માટે જ્યા ગુણો દેખાય તેનેજ ગ્રહણ કરવા, તત્પર રહેનારો, નિર્ગુણી ઉપર ઉપેક્ષાભાવ રાખનારો હોય

૧૩ સત્કથ—વિકથાઓને છોડી ધર્મ કથાને જ કરનારો હોય

૧૪ સુપક્ષયુક્ત—સુશીલ અને અનુકૂલ પરિવારવાળો હોય

૧૫ સુદીર્ઘદર્શી—લાભાલાભનો વિચાર કરીને કાર્ય કરનારો હોય, આખ મીચીને ભુસકો મારનારો ન હોય

૧૬ વિશેષજ્ઞ—ગુણને, દોષને, ધર્મને, અધર્મને સારી પેઠે સમજનારો હોય

૧૭ વૃદ્ધાનુગ—જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ, ચારિત્ર વૃદ્ધ આત્માઓનો સેવક હોય, તેમની આજ્ઞાને અનુસરનારો હોય, વૃદ્ધને પાજરાપોળમા જવાની સલાહ આપનારો ન હોય

૧૮ વિનીત—આપણાથી અધિક ગુણવાળાની ઉચિત સેવા વિનય, વિવેક અને મર્યાદા સાચવનારો હોય-થોડુ ઘણુ જાણ્યુ એટલે અક્કડ રહેનારો ન હોય

૧૯ કૃતજ્ઞ—કોઇએ આપણા ઉપર સહેજ પણ ઉપકાર કર્યો હોય તેને મોટા રૂપમા બનાવવો અને તે ઉપકારને કદી

ભુલવો નહિ, બની શકે તો બદલો વાળવા પ્રયત્ન કરવો, પરન્તુ અપકાર કરવાની નીચે હદે તો જવું જ નહિ

૨૦ **પરહિતકારી**—બદલાની જરાપણ આશા રાખ્યા વિના ગમે તેવુ પ્રસંગ આવે હિત-ભલું કરવામા તત્પર હોય

૨૧ **લબ્ધ લક્ષ્ય**—દરેક પ્રકારના ધર્મ કૃત્યમા સુશિક્ષિત હોય, જે કાંઇ ધર્મ ક્રિયા કરે તે ધ્યેય બિન્દુને લક્ષ્મા રાખીને કરે, ઈંગીત આકારથી અન્યના માનસીક ભાવોને જાણવા વાળો હોય

## કળિકાળ સર્વજ્ઞ ભગવાન પૂજ્યપાદ શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજાએ યોગશાસ્ત્રમા ફરમાવેલ માર્ગાનુમાર્ગીના પાત્રીશ ગુણોનુ વર્ણન

૧ દરેક પ્રકારના વ્યાપારમા નિતિને છોડવી નહિ, દગો પ્રપચ અને ઠગ વિદ્યાથી પ્રાપ્ત કરેલી લક્ષ્મી લાંબો સમય ટકતી નથી અનીતિનુ ધન ન્યાયથી પ્રાપ્ત કરેલા ધનને પણ ઘસડી જાય છે સત્તર પંચા પંચાણું જેવા હિસાબ ગણનારાએ "દુધના દૂધમા અને પાણીના પાણીમા" એ દ્રષ્ટાતને યાદ કરવુ

૨ જ્ઞાની, સદાચારી, ગંભીર અને ઉદાર, પુરૂષોના આચારોની પ્રશસા કરવી તેમના સુદર આચારોનુ અનુસ્મરણ કરવા પ્રયત્ન કરવો

૩ અન્ય ગોત્રવાલા પરન્તુ સમાન કુલ અને શીલ સરખા આચારવાલા સાથે પોતાની પુત્રીનો વિવાહ કરે જેથી ભવિષ્યમા ધર્મ સંબધી ઝઘડો પણ ન થાય, અને પોતાની સતતિ જૈન ધર્મમા મક્કમ રહે

૪ સર્વ પ્રકારના પાપોથી ડરતા રહેવુ
૫ જે દેશમા વસતા હોઇએ તે દેશ પ્રમાણે વસ્ત્રઆભુષણ ખાવાની, પીવાની રીતિ રાખવી, પણ તે ધર્મથી વિરૂદ્ધ તો ન જ હોવું જોઇએ
૬ કોઈ પણ માણસની નિંદા કરવી નહિ તેમા રાજા પ્રધાન આદિની તો ખાસ કરીને નિંદા કરવી જ નહિ
૭ જે ઘરમા પેસવા નીકળવાના અનેક રસ્તા હોય તેવા ઘરમા વસવું નહિ, કારણ કે ચોર પ્રમુખને તેવા ઘરમા પેસવાની તથા સ્ત્રી આદિકને ગેરવર્તણુક ચલાવવાની સુગમતા પડે તેમજ ચારે બાજુથી ઢાંકેલ હોય તેવા સ્થાનમા રહેવાથી અગ્નિ આદિના ઉપદ્રવમાથી નીકળવુ કઠીન પડે તથા પાડોશમા સારા માણસ રહેતા હોય તેવા ઘરમા રહેવું
૮ સદાચારી માણસોની જ સોબત કરવી દુરાચારી અને મિથ્યાદષ્ટિઓનો સગ તજવો
૯ જન્મદાતા માતા-પિતાની પૂજા એટલે ઉચીત સેવા કરનારો હોય, બાયડીની ઉશ્કેરણીથી તેમનો તિરસ્કાર કર નારો અગર દુખી કરનારો ન હોય
૧૦ દુકાળ, મારી, મરકી શત્રુ રાજા, આદિના લશ્કરની ચઢાઈ વિગેરેનો ઉપદ્રવ જ્યા ન હોય ત્યા રહેવું, જેથી ધર્મ, અર્થ અને કામનો વિનાશ ન થાય
૧૧ નિંદિત કાર્યોમા પ્રાણાતકષ્ટે પણ પ્રવૃત્તિ કરે નહિ
૧૨ આવકનો વિચાર કરીને ખર્ચ કરનારો હોય, આવક કરતા વધુ ખર્ચ કરનારો દેવાદાર અને દુખી બની જાય છે ઉદાર બનવુ પણ ઉડાઉ ન બનવુ

૧૩ પોતાના પૈસા પ્રમાણે વેશ રાખવો ગરીબ હોય અને નવલશા ધનજી થઈને ફરે તો પણ નિંદા થાય અને [1]ધનાઢય હોય અને ભવાઈના વેશમાં ફરે તો પણ નિંદા થાય

૧૪ બુદ્ધિના આઠ ગુણોને ધારણ કરવા
૧ શાસ્ત્ર સાભળવાની ઈચ્છા, ૨ શાસ્ત્ર સાભળવુ, ૩ તેનો અર્થ સમજવો, ૪ તે અર્થને યાદ રાખવો, ૫ ઉહતર્ક કરી સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવુ, ૬ અપોહવિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું, ૭ અર્થનું જ્ઞાન કરવું, ૮ તત્વનો નિશ્ચય કરવો

૧૫ હમેશા ધર્મને સાભળનારો હોય, સાભળવાથીજ પુન્ય પાપનો માર્ગ જાણી શકાય છે

૧૬ પ્રથમ ભોજન પચી ગયા પછીજ બીજી વખત જમે, ખરી રૂચી વિના જમવાથી અજીર્ણ થાય છે અને તેનાથી તબીયત બગડે છે, અને તબીયત બગડવાથી ધર્મકાર્યમા અતરાય પડે છે

૧૭ જે કાળે ખાવાનો સમય હોય ત્યારેજ ખાય ટાઈમ બે ટાઈમ ન ખાય

૧૮ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને એવી રીતે સાધે કે એક બીજાને (પીડા) હરકત ન પહોચે, ધર્મની મુખ્યતા સમજવી કારણ કે ધર્મ હશે તો ધન અને ધન હશે તો કામ, ધર્મને નુકશાન પહોચતુ હોય તો અર્થ અને કામ (વિષય વિલાસ) ને જતા કરે

૧૯ યથાશક્તિ દાન દેવુ સાધુ, સાધ્વી, શ્રાવિક, શ્રાવિકાને સુપાત્ર બુદ્ધિથી દેવુ, અન્ય દુખી આત્માઓને દયાની બુદ્ધિથી આપવુ

૨૦ હમેશા કોઈ વાતમા કદાગ્રહ ન રાખે, સાચુ એ મારૂ પણ મારૂ એજ સાચુ એમ નહિ માને

૨૧ હમેશા ગુણીજનોનોજ પક્ષપાત કરે, નિગુણીનો પક્ષ-પાત કરવાથી તેને પાપમા ઉત્તેજન મળે છે

૨૨ જે દેશમા જવાની રાજાની મના હોય ત્યા ન જવુ, જે કાળે જે કરવાની આજ્ઞા હોય તેમ કરવુ; ધર્મને સાચ વીને દેશકાળ જોવા

૨૩ પોતાની શકિત અગર તો અશકિતને તપાસીનેજ કોઇ કાર્યમા પ્રવૃત્તિ કરે, શકિત ઉપરાત કરવાથી ધન અને શરીરને નુકશાન પહોચે છે

૨૪ વ્રતધારી, વૃદ્ધ પુરૂષો અને જ્ઞાની પુરૂષોનો પૂજક હોય

૨૫ પોતાના આશરે રહેલા પોષવાલાયક સર્વનુ પોષણ કરે, પોતાનુ જ પેટ ભરીને બેસી ન રહે

૨૬ દરેક કાર્ય કરતા પહેલા પરિણામનો વિચાર કરે

૨૭ વિશેષજ્ઞ થવુ જેથી કૃત્ય, અકૃત્ય ભક્ષ્ય, અભક્ષ્ય માન અપમાનની સમજ પડે

૨૮ કોઈએ કરેલા ઉપકારને વીસરનારો ન હોય

૨૯ સદાચારથી, વિનયથી, અને વિવેકથી લોકોને પ્રિય થનારો હોય ખોટા કામમા પણ હાજી હા કરી લોકપ્રિય થનારા સાખણહાસો બન્નેનુ બગાડે છે

૩૦ વ્હી નિર્લજ્જ બને નહિ

૩૧ દુખી જીવો ઉપર દયાળુ હોય

૩૨ શાન્ત મુદ્રાવાલા થવુ, કષાયવાવી પ્રકૃતિ રાખવી નહિ

૩૩ પરોપકાર કરવામા સદા કટીબદ્ધ રહે

૧૩ પોતાના પૈસા પ્રમાણે વેશ રાખવો ગરીબ હોય અને નવલશા ધનજી થઇને ફરે તો પણ નિંદા થાય અને ધનાઢય હોય અને મવાલીના વેશમા ફરે તો પણ નિંદા થાય

૧૪ બુદ્ધિના આઠ ગુણોને ધારણ કરવા

૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા, ૨ શાસ્ત્ર સાંભળવુ, ૩ તેનો અર્થ સમજવો, ૪ તે અર્થને યાદ રાખવો, ૫ ઉહતર્ક કરી સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવું, ૬ અપોહવિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું, ૭ અર્થનુ જ્ઞાન કરવું, ૮ તત્વનો નિશ્ચય કરવો

૧૫ હમેશા ધર્મને સાંભળનારો હોય, સાંભળવાથી જ પુન્ય પાપનો માર્ગ જાણી શકાય છે

૧૬ પ્રથમ ભોજન પચી ગયા પછીજ બીજી વખત જમે, ભૂખ રૂચી વિના જમવાથી અજીર્ણ થાય છે અને તેનાથી તબીયત બગડે છે, અને તબીયત બગડવાથી ધર્મકાર્યમા અંતરાય પડે છે

૧૭ જે કાળે ખાવાનો સમય હોય ત્યારેજ ખાય ટાઇમ બે ટાઇમ ન ખાય

૧૮ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને એવી રીતે સાધે કે એક બીજાને (પીડા) હરકત ન પહોંચે, ધર્મની મુખ્યતા સમજવી કારણ કે ધર્મ હશે તો ધન અને ધન હશે તો કામ, ધર્મને નુકશાન પહોચતુ હોય તો અર્થ અને કામ ( વિષય વિલાસ ) ને જતા કરે

૧૯ યથાશક્તિ દાન દેવુ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાને સુપાત્ર બુદ્ધિથી દેવુ, અન્ય દુખી આત્માઓને દયાની બુદ્ધિથી આપવુ

## જૈન બાળકને સુંદર શિખામણ

### ( દોહા )

શ્રી ચિંતામણી-પાર્શ્વનાથ, પ્રેમે પ્રણમુ પાય,
નામ જપતા પ્રાણીને, આધિવ્યાધિ ભય જાય ૧

અથીર અસાર સંસારમા, ધર્મવિના નથી સુખ,
ધર્મવિનાના જીવડા, પગ પગ પામે દુ:ખ, ૨

મનુષ્ય જન્મ શ્રાવકકુલે, ઉત્તમ લહી અવતાર,
પાપ પ્રપંચને છેડીને, ધર્મ હિયામા ધાર ૩

નિત્ય સવારે ઉઠીને, જપો મંત્ર નવકાર,
જિન મંદિર વહેલા જઇ, પૂજો જિન જયકાર ૪

ગુરૂવંદન વિધિશુ કરી, નવકારશી પચ્ચખ્ખાણ,
કરતા સાચા ભાવથી, પાપ કરમની હાણ ૫

પાઠશાળામા પ્રેમથી, વિનય સહિત ગુરૂ પાસ,
આશાતના તજી જ્ઞાનની, કરો ધર્મ અભ્યાસ ૬

જીવ દયા પાળો બહુ, જુઠુ કદીય ન ભાખ,
ચોરીથી ચિત્ત વારવુ, લાજ હિયામા રાખ ૭

કંદમૃળ અભક્ષને, ખાતા બહુલા પાપ,
તે કારણ છંડો સદા, સમજી મનમા આપ ૮

રાત્રિ ભોજન મત કરો, આજે કરો ચોવિહાર,
લાભ અતિશય પામશો, થાશે સુખ શ્રીકાર ૯

સામયિક સુંદર કરી, કરો તત્વ-વિચાર,
પાપ કરમ દૂરે તજો, વેગે લહો ભવપાર ૧૦

૩૪ બાહ્યશત્રુની ઉપેક્ષા કરી, ( જતા કરી ) રાગ દ્વેષ ક્રોધ માન માયા લોભ ઇર્ષ્યા આદિ અભ્યન્તર શત્રુનો નાશ કરવા તૈયાર હોય

૩૫ પાચ ઇદ્રિયોના વિષયો ઉપર નયમ કેળવનારો હોય

## પ્રતિક્રમણ કર્યા પછી ભાવવાની ભાવના

( દોહા )

અરિહત અરિહત સમરતા લાધે મુક્તિનુ ધામ,
જે નર અરિહત સમરશે, તેહના સરશે કામ
સુતા બેસતા ઉઠતા, જે સમરે અરિહત,
દુ ખીયાના દુ ખ ભાગશે, લહેશે સુખ અનત
આશ કરો અરિહતની, બીજી આશ નિરાશ,
જેમ જગમા સુખીયા થયા, પામ્યા લીલ વિલાસ
ચેતન તે એસી કરી, એસી ન કરે કોય,
વિષયારસને કારણે, સર્વસ્વ બેઠો ખોય,
જો ચેતાય તો ચેતજે, જો બુઝાય તો બુઝ,
ખાનારા સૌ ખાઇ જશે, માથે પડશે તુઝ
મુનિવર ચૌદ હજારમા, શ્રેણિક સભા મોઝાર,
વીર જીણદ વખાણીયો, ધન ધન્નો અણગાર
પખ્યો તો પરખ્યો નહિ, દદો કીધો દૂર,
લ લાગુ લાગી રહ્યો, નનો રહ્યો હજુર

ઉપર જણાવેલ બાવીશ અભક્ષ્ય તથા બત્રીશ અનંતકાયોને સર્વ પાપભીરૂ શ્રાવક-શ્રાવિકાઓએ ત્યાગી દેવાની જરૂર છે વળી તે બધીજ વસ્તુઓ કાંઇ રોજ ઉપયોગમાં આવતી નથી અરે કેટલીક તો એવી છે કે આખી જીંદગાની સુધી ખાવામાં પણ આવતી નથી, તેમજ તેના દર્શન પણ થવા બહુ દુર્લભ હોય છે છતા પણ તે વસ્તુઓનો પ્રતિજ્ઞાપૂર્વક અને ઇરાદા પૂર્વક ત્યાગ કરવામાં નથી આવતો ત્યાં સુધી તે વસ્તુઓ ઉપરની ઇચ્છાના કારણે નાહકનો પાપબંધ થયા કરે છે માટે સુજ્ઞ અને સમજુ મનુષ્યોએ પહેલી તક તે વસ્તુઓને ગુરૂ સમક્ષ પ્રતિજ્ઞા લઇ વોસરાવી દેવાની આવશ્યકતા છે

## ચાર અભક્ષ્ય મહા વિગઈ

૧ મધ ૨ માખણ ૩ માંસ ૪ મદિરા (દારૂ)

વાઘરી લોકો મધમાખીના પુડા આગળ ધુમાડો કરી મધમાખીઓને અત્યંત ત્રાસ ઉપજાવી પુડામાંથી બહાર કાઢે છે તેથી તેઓ તથા તેમાં રહેલા અશક્ત નાના બચ્ચાઓ પણ મરી જાય છે આવી ઘોર હિંસાથી ઉત્પન્ન થએલા મધને છોડી દેવુ એજ શ્રેયસ્કર છે વલી એ મધમાં નિરંતર અસંખ્ય જીવો ઉપજે છે તેથી પણ તેનો દયાલુ આત્માઓએ ત્યાગ કરવામાં વિલંબ કરવાની જરૂર નથી

મહુડા આદિ પદાર્થોને કોહડાવી બનાવવામાં આવતા દારૂમાં પણ અનેક જીવોની હિંસા થાય છે, તેમાં પણ સમયે સમયે અનંત્ય જીવો ઉત્પન્ન થાય છે દારૂપાન તો પૈસા આપીને મુર્ખાઇ ખરીદવા જેવું છે માખણ પણ છાશ ઉપરથી બહાર

શ્રાવકના બાવકતણા, એ સુંદર આચાર,
પાળે જે બહુ પ્રેમથી, ઉત્તમ તસ અવતાર ૧૧
પ્રભુ આજ્ઞાને શિરધરી, ધર્મ તણું ધરે ધ્યાન,
સુખ સઘળા પામી કરી, અનુક્રમે લહે નિર્વાણ ૧૨

## બાવીશ અભક્ષ્ય

૧ મધ ૨ માખણ ૩ મદિરા ૪ માંસ ૫ ઉંબરાના ફળ ૬ વડના ટેટા ૭ કાકોંબડા ૮ પીપળાની પીપડી ૯ પીપડાના ટેટા ૧૦ બરફ ૧૧ અફીણ-સોમલ ( સર્વ જાતના ઝેર ) ૧૨ કરા ૧૩ કાચી માટી ૧૪ રાત્રિ ભોજન ૧૫ બહુ બીજ ૧૬ બોળ અથાણું ૧૭ વિદળ ( કાચા દૂધ-દહીં સાથે કઠોર જમવું તે ) ૧૮ રીંગણા ૧૯ અજાણ્યા ફળ ૨૦ તુચ્છ ફળ ( જેમાં ખાવાનું અલ્પ અને ફેંકી દેવાનું ઘણું હોય તે ) ૨૧ ચલિત રસ ( જેનો સ્વાદ બીલકુલ બગડી ગયો હોય તે ) ૨૨ અનંતકાય

## બત્રીશ અનંતકાય

૧ સુરણ ૨ લસણ ૩ લીલી હળદર ૪ બટાટા (આલુ) ૫ લીલો કચુરો ૬ સતાવરી ૭ હીરલી કંદ ૮ કુંવર ૯ થોર ૧૦ ગળો ૧૧ સકરીયા ૧૨ વંશ કારેલા ૧૩ ગાજર ૧૪ લુણી ૧૫ લોઢી ૧૬ ગીરી કર્ણિકા ૧૭ કુમળા પાંદડા ૧૮ ખરસૈયો ૧૯ થેકની ભાજી ૨૦ લીલી મોથ ૨૧ લુણીના ઝાડની છાલ ૨૨ ખીલોડા ૨૩ અમૃતવેલી ૨૪ મુળાના કંદ ૨૫ ભુમિફોડા ( બિલાડીના ટોપ ) ૨૬ નવા અંકુરા ૨૭ વથ્થુલાની ભાજી ૨૮ સુવેર વેલ ૨૯ પાલકાની ભાજી ૩૦ કુણી ( કુમળી ) આમલી, ૩૧ રતાળુ ૩૨ પીંડાળુ

આયંબીલની ઓળી ) ઃ ચૈત્ર માસ સબધી ( આયંબીલની ઓળી ) કાર્તક માસની ફાગણ માસની અને અષાડ માસની અઠ્ઠાઈઓમા સુદ ૭ થી તે સુદ ૧૪ સુધી વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવી લીલોતરીનો ત્યાગ કરવો બ્રહ્મચર્યનુ પાલન કરવું પીવાનો, ખાડવાનો દળવાનો ત્યાગ કરવો આ રીતે એ અઠ્ઠાઇને યથાશક્તિ સૌએ આરાધવી પૂર્ણીમા પણ પર્વ-તિથિ છે તે માટે તે દિવસ પણ પાળવો

આસો અને ચૈત્ર માસની ઓળીમા નવ આયબીલ કરવા આ ઓળી એવી સાથે નવ કરવી બની શકે તો યાવજ્જિવ સુધી તેની આરાધના છોડવી નહિ આ ઓળીમા પણ આરભ સમારભ છોડી દેવા અને બ્રહ્મચર્ય આદિ શુભ કાર્યોનુ પાલન કરવુ અન્ય અઠ્ઠાઇઓમા દેવતાઓ નદીશ્વરદ્વીપમા જાત્રા કરવા જાય પણ ખરા અગર ન પણ જાય પરન્તુ આસો અને ચૈત્ર માસની અઠ્ઠાઈમા તો વિષયસુખમા મગ્ન રહેનારા દેવતાઓ નિશ્ચયથી જાય જ છે અને એ અપેક્ષાથી આ બે ઓળીને શાશ્વતી અઠ્ઠાઇઓ કહેવામા આવે છે

પર્યૂષણા અઠ્ઠાઇ શ્રાવણ વદ ૧૨થી ભાદરવા સુદ ૪ સુધી ગણાય છે આ પર્વ સર્વ પર્વ શિરોમણી છે, આ પર્વમા નીચે જણાવેલ કાર્યોની આરાધના દર વર્ષે એક વખત અવશ્યમેવ તો કરવી જ

(૧) ભાગવગથી અગર ધન ખર્ચી અમારી પ્રવર્તન

## શ્રાવકે રાખવાના સાત ધોતીયા

૧ સામાયકનું ૨ પૂજાનું ૩ ન્હાવાનું, ૪ ભોજનનું ૫ બહારગામ જવાનું ૬ સુવાનું ૭ સ્થંડીલનું

## તેર કાઠીયા

૧ આળસ ૨ મોહ ૩ અવના ૪ માન ૫ ક્રોધ ૬ પ્રમાદ ( નિદ્રા-મદિરાપાન આદિ ) ૭ કૃપણતા ૮ ભય ૯ શોક ૧૦ અજ્ઞાન ૧૧ વ્યાક્ષેપ ( કામ તેમ જોયા કરવું તથા મન બીજે ઠેકાણે મોકલવું તે ) ૧૨ વિકથા ( રાજકથા ભોજન કથા, સ્ત્રી કથા, દેશકથા ) ૧૩ વિષયવાસના

## નિયમને ચાર પ્રકારના લાગતા દોષો

વ્રતને અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર એ ચાર પ્રકારે દોષ લાગે છે

દાખલા તરીકે કોઇએ ચઉવિહાર કર્યો હોય હવે જ્યારે તેને અતિ તૃષા ( તરસ ) લાગે છે ત્યારે તે પાણી પીવાની માત્ર ઇચ્છા જ કરે છે, તે અતિક્રમ જે સ્થાનકે પાણી હોય તે સ્થળે જાય તે વ્યતિક્રમ પાણી પીવા માટે વાસણમાથી પ્યાલો ભરી મુખ આગળ ધરે પણ પીએ નહિ તે અતિચાર પણ જ્યારે તે નિડરપણે ચઉવિહાર હોવા છતા પાણી પીએ ત્યારે તે અનાચાર કહેવાય છે

## છ અઠ્ઠાઇઓના નામ

૧ કારતક માસ સબધી, ૨ ફાગણ માસ સબધી ૩ અસાડ માસ સબધી ૪ પર્યુષણ સબધી ૫ આસો માસની

માબીલની ઓળી ) ૯ ચૈત્ર માસ સબધી ( આબીલની ાીની ) કાર્તક માસની ફાગણ માસની અને અષાડ માસની ઠુંાઈઓમા સુદ ૭ થી તે સુદ ૧૪ સુધી વિવિધ પ્રકારની પશ્ચર્યા કરવી લીલોતરીનો ત્યાગ કરવો બ્રહ્મચર્યનુ પાલન ાવું ધોવાનો, ખાડવાનો દળવાનો ત્યાગ કરવો આ રીતે એ અઠ્ઠાઇને યથાશક્તિ સૌએ આરાધવી પૂર્ણિમા પણ પર્વ-તિથિ છે તે માટે તે નિયમ પણ પાળવો

આસો અને ચૈત્ર માસની ઓળીમા નવ આયબીલ કરવા મા ઓળી એકી સાથે નવ કરવી બની શકે તો યાવજ્જિવ સુધી તેની આરાધના છોડવી નહિ આ ઓળીમા પણ આરભ સમારભ છોડી દેવા અને બ્રહ્મચર્ય આદિ શુભ કાર્યોનુ પાલન કરવુ અન્ય અઠ્ઠાઇઓમા દેવતાઓ નદીશ્વરદ્વીપમા ત્રાના કરવા જાય પણ ખરા અગર ન પણ જાય પરન્તુ આસો અને ચૈત્ર માસની અઠ્ઠાઇમા તો વિષયસુખમા મગ્ન રહેનારા દેવતાઓ નિશ્ચયથી જાય જ છે અને એ અપેક્ષાથી આ બે ઓળીને શાશ્વતી અઠ્ઠાઇઓ કહેવામા આવે છે

પર્યુષણા અઠ્ઠાઇ શ્રાવણ વદ ૧૨થી ભાદરવા સુદ ૪ સુધી ગણાય છે આ પર્વ સર્વ પર્વ શિરોમણી છે, આ પર્વમા મુખ્યનયા નીચે જણાવેલ કાર્યોની, આરાધના દર વર્ષે એક વખત જઘન્યથી તો કરવી જ

૧ સર્વત્ર લાગવગથી અગર ધન ખર્ચી અમારી પ્રવર્તન એટલે જીવ દયા પળાવવી

૨. સાધર્મિક વાત્સલ્ય કરવુ.

૧૩ પરસ્પર ક્ષમાપના કરવી
૧૪ અઠ્ઠમ તપ કરવો
૧૫ ચૈત્ય પરિપાટિ કરવી
૧ દરેક વર્ષે સંઘની પૂજા કરવી
૨ સાધર્મિક ભક્તિ કરવી
૩ ચૈત્યમાં મહોત્સવ કરવો રથ યાત્રા કાઢવી તીર્થ યાત્રા કરવી
૪ જિનમંદિરમાં સ્નાત્ર મહોત્સવ કરવો
૫ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી
૬ મહાપૂજા કરવી
૭ રાત્રી જાગરણ કરવું
૮ આગમની પૂજા કરવી
૯ ઉજમણું કરવું
૧૦ તીર્થ પ્રભાવના
૧૧ પ્રાયશ્ચિત ગ્રહણ કરવું

## ચોમાસી કાળની વિગત

### કારતક ચોમાસુ

પાણીનો કાળ—આ ઋતુમાં ચુલા ઉપરથી જે સમયે ઉકાળેલું પાણી ઉતર્યું હોય ત્યાંથી ચાર પહોર સુધી ચાલી શકે છે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી જેટલા કલાકો થતા હોય તેના ચોથા ભાગને પહોર કહે છે ચાર પહોર પછી તે ઉકાળેલું પાણી પાછું સચિત્ત થઈ જાય છે જો તેમાં ચુનો નાખવામાં આવે તો ૭૨ કલાક સુધી વાપરવાના કામમાં લઈ શકાય છે,

બરોબર ત્રણ ઉકાળા આવ્યા-વિનાના પાણીને પીનારા તથા સાધુ મહારાજને વહોરાવનારા દોષના ભાગી થાય છે કેટલેક સ્થળે ન્હાવાના પાણીને પણ વહોરાવી દે છે, તે માટે ખાસ ખ્યાલ રાખવો

**સુખડીનો કાળ**—એક મહિના સુધી ખપે ને પછીની સુખડી મીઠાઇ આદિ અભક્ષ્ય ગણાય છે માટે સામગ્રી બનાવી રાખવી નહિ દિવસની ગણતરી રાખવી

**કામળીનો કાળ**—સવારના સૂર્યોદય પછી ચાર ઘડી સુધી કામળીનો કાળ હોય છે સાંજના સૂર્યાસ્ત થવાની ચાર ઘડી પહેલા શરૂ થાય છે ( ચોવીશ મીનીટની એક ઘડી થાય છે ) ઉપર જણાવેલા સમય સુધી પૌષધમા રહેલા શ્રાવક-શ્રાવિકાએ કામળી ઓઢયા વિના બહાર જવુ નહિ ઉપરથી સુક્ષ્મ અપ્પકાયના જીવો વર્ષે છે તે ગરમ કપડાના ઉપર પડે તો બચી જાય છે અને સુતરાઉ ઉપર પડે અગર ખાલી શરીર ઉપર પડે તો મરી જાય છે એટલા માટે ઓઢવાની જરૂર પડે છે કદાપિ ઓઢીને જવાય નહિ કારણ કે તેનાથી એ-ટલો આખુ શરીર ઢંકાય નહિ અને ત્યાસણા ઉપર નગ્ન પાણ બેસવાનુ હોવાથી તેના ઉપર પાણીના પડેલા જીવો દબાઇને મરી જાય છે માટે પૌષધમા અગર પ્રતિક્રમણમા કામળી લઈ જવાનો ઉપયોગ રાખવો

## ફાગણ ચોમાસુ

**પાણીનો કાળ**—ચુલા ઉપરથી ઉતર્યા પછી પાચ પહોરનો છે

**સુખડીનો કાળ (પકવાન વિગેરે)—વીશ દિવસ સુધીનો**

**કામળીનો કાળ—બે ઘડીનો (૪૮ મીનીટ)**

આ ચોમાસીમા ખજુર, ભાજી પાલો, તલ, ખારેક, કાજુ આદિ અભક્ષ્ય ગણાય છે

## અષાઢ ચોમાસુ

**પાણીનો કાળ**—ત્રણ પહોર

**સુખડીનો કાળ**—૫ંદર દિવસ

**કામળીનો કાળ**—૭ ઘડી (સવા બે કલાક નવ મીનીટ)

આ ચોમાસીમા ખાંડ સુકો મેવો અભક્ષ્ય થાય છે ભાજી પાલો તો અભક્ષ્ય ફાગણથી થયેલો જ છે આજના ભાંગેલા નાળીયેર, સોપારી, બદામ વિગેરે બીજે દિવસે અભક્ષ્ય થાય છે તે જ દિવસે ભાગેલુ તે જ દિવસે ખપી શકે છે

## અણાહારી વસ્તુનુ સ્વરૂપ

લાંબી તપશ્ચર્યામા તબીયતના કારણે ખાસ જરૂર પડે જ અણાહારી વસ્તુઓનો ઉપયોગ થઇ શકે છે અને તે પણ મુખ્યતયા પચ્ચખ્ખાણ પાર્યા પહેલા અગર તો પાણહારનુ પચ્ચખ્ખાણ કર્યા પછી લેવામા આવે છે જેનો બીલકુલ સ્વાદ ન હોય, અર્થાત્ જીવ્હા જેને ચાખવા ઈચ્છતી ન હોય એવા પદાર્થોની ગણતરી અણાહારી ચીજોમા કરવામા આવે છે કેટ લાક લોકો વિના સમજ્યે ગાડરીયા પ્રવાહ મુજબ તપશ્ચર્યામા ઝેરી કોપરુ વાપરે છે પરન્તુ તે સોપારીના જેવુ સ્વાદિષ્ટ

હોવાથી લેઈ શકાતું નથી તથા ઘીડાવજ[1] જે તીખી અને મોમા તમતમાટ ઉત્પન્ન કરનારી હોય છે આ બે ચીજ વાપરનારાઓ પોતાની તપશ્ચર્યાનો ભંગ કરે છે માટે તે ચીજોને હવે પછી નહિ વાપરવા ખાસ પોતે તથા આજુમાજુના માણસોએ ઉપયોગ રાખવો જોઈએ

## અણાહારી વસ્તુના નામ

૧ લીમડાના પાંચ અંગો ૨ હરડા બેડા અને આમળા ત્રણ ભેગા કરી તેની ગોળી ગાયના મુત્રમાં વાળેલી હોય તો જ અણાહારી ગણાય છે ૩ કડુ ૪ કરીયાતુ ૫ ગળો ૬ નાહીયા ૭ ધમાસો ૮ કેરડાના મૂળ ૯ બોરડીની છાલ મૂળ ૧૦ કેથરની મૂળ ૧૧ ચિત્રો ૧૨ ખેરસાર ૧૩ સુખડ ૧૪ મલયાગરૂ ૧૫ ચીડી ૧૬ અંબર ૧૭ કસ્તુરી ૧૮ રાખ ૧૯ ચુનો ૨૦ ગોહીલી ૨૧ હળદર ૨૨ પાતની ૨૩ આસગંધી ૨૪ ફટકડી ૨૫ ગડુચી ૨૬ સુંડી ૨૭ નીમવી ૨૮ બોરબીયુ ૨૯ ધધી લીંગરી ૩૦ રીંગણી ૩૧ અનીણુ ૩૨ સર્વ જાતના ઝેર ૩૩ સાજીખાર ૩૪ જીકો ૩૫ ઉર લેટ ૩૬ ગુગલ ૩૭ અતિવિખની કળી ૩૮ પુવાડ ૩૯ અગીયો ૪૦ ચુણીફળ ૪૧ સુરોખાર ૪૨ ટંકણખાર ૪૩ ગોમૂત્ર ૪૪ બોળ ૪૫ મજીઠ ૪૬ કંથેરના મૂળ ૪૭ કુવારી ૪૮ થોર ૪૯ પંચમૂળ ૫૦ ખારો ૫૧ કરંડી ૫૨ ચીમડ ૫૩ હરડેદળ ૫૪ વખમો

## દાનને દૂષિત કરનારા કારણો

૧ અનાદરથી આપવું ૨ ઘણીવાર લગાડીને આપવું

૩ વાકુ મો રાખીને આપવુ ૪ અપ્રિય વચન સભળાવીને આપવુ ૫ આપ્યા પછી પશ્ચાતાપ કરવો

### દાનને શોભાવનારા કારણો

૧ આનદના આસુ આવે, ૨ રોમાચ ખડા થાય ૩ બહુ માન પેદા થાય ૪ પ્રિય વચન બોલે ૫ આપ્યા પછી અનુ મોદના કરે

### દાન નહિ આપનાના છ લક્ષણો ।

૧ આપવુ પડે એટલે આખો કાઢે ૨ ઉનુ જોવુ ૩ વચ્ચે માડી આડીવાત કરે ૪ વાકુ મોઢુ કરીને બેસે ૫ મૌન ધારણ કરે ૬ આપના આપતા ઘણો સમય લગાડે

### શ્રાવકના સવા વસાની દયાની સમજણ

મુનિ મહારાજ ત્રસ અને સ્થાવર એમ બન્ને પ્રકારની દયા પાળે એટલે તેને શાસ્ત્રમા વીસ વસાની દયા પાળનારા કહેવાય છે એમાથી શ્રાવક માત્ર ત્રસજીવોની દયા પાળી શકે અને સ્થાવરજીવોની નહિ પાળી શકે એટલે રહ્યા દશ વસા

ત્રસજીવોની દયામા પણ નિર્દોષનેજ બચાવી શકે, સદોષને નહિ બચાવી શકે એટલે રહ્યા પાચ વસા

નિર્દોષજીવો પણ આરભ સમારભથી તો હણાય છે એટલે રહ્યા અઢી વસા

પોતાના સ્વજન સબધી અગર પોતાને આશ્રયે રહેલા પશુ વિગેરેની એવા પ્રકારના રોગની દવા કરવી પડે અને તેમા જીવો હણાય તેને સાપેક્ષ હિસા કહેવાય છે એટલે તેનો સવા

વસો બાદ કરીએ તો માત્ર સવા વસાની દયા શ્રાવકોને હોય અને તે પણ વ્રત ધારણ કરનારાને હોય

## સાધુની સાથે શ્રાવકને ચાર પ્રકારનો સબંધ

૧ માતાસમાન—જેમ માતા પોતાના પુત્રની દરેક પ્રકારની સારસંભાળ રાખે છે તેના વિરૂદ્ધ આચરણને જોઈને તેના ઉપર નિસ્નેહ ઠી થતી નથી કહેવાની જરૂર જણાય તો ખાનગીમા શીખામણ આપે છે તેજ મુજબ જે શ્રાવકો સાધુ મહારાજની સાર સભાળ રાખે છે, તેની સ્ખલનાઓ જોવા છતા તેમના ઉપરના સ્નેહને દૂર કરતા નથી, કહેવા જોગુ ખાનગીમા કહી દે છે તે શ્રાવકો સાધુના માત પિતા સમાન છે

૨ ભાઇસમાન—મુનિ મહારાજને માટે હૃદયમા સ્નેહને ધારણ કરે પર તુ બહારથી વિનય વિવેક આદિ મર્યાદાઓ સાચવવામા મદ આદર રાખનારો હોય, પરન્તુ સાધુ મહારાજનો કોઈ પરાભવ કરે ત્યારે મદદ કરવા તરતજ તૈયાર થાય તેવો શ્રાવક સાધુના ભાઇ સમાન છે

૩ મિત્રસમાન—મુનિ મહારાજ કોઈ પણ કાર્યમા તેની સાથે પુછ પરછ કરે નહિ અગર તેની કાઈ સલાહ લે નહિ ત્યારે સાધુ મહારાજથી રીસાઈ જાય, પોતાની જાતને મુનિના કરતા અધિક માને તેવા શ્રાવકો સાધુના મિત્ર તુલ્ય ગણાય છે

૪ શોક્ય સમાન—જે શ્રાવકો હમેશા અક્કડ રહેનારા હોય, છિદ્રો જોયા કરતા હોય અને હમેશા જેની તેની પાસે સાધુના અવગુણોજ ગાયા કરતા હોય તથા સાધુને તૃણ સમાન ગણતા હોય તે શ્રાવકો શોક્ય જેવા ગણાય છે

# વિભાગ ૫ મો

## દેવપૂજા અને દર્શનની મહત્તા

પચમ કાળના પ્રભાવે કહો અગર તો આપણા પાપોદયને લીધે કહો, ગમે તેમ સમજો પરન્તુ એ તો ચોક્કસ જ છે ક આજે આપણે સાક્ષાત તીર્થંકર દેવોના દર્શન કરવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત કરી શકયા નથી છતા પણ તેમની ગેરહાજરીમા તેમના અનતગુણોનુ સ્મરણ કરાવની સમતારસમા ઝીલતી, રાગ અને દ્વેષ વિનાની અને અખડ જ્યોતિને ધારણ કરનારી, મૂર્તિની પૂજા અને દર્શન કરવાની, સુદર સામગ્રીને પામી શકયા છીએ, એ કાઇ ઓછા ભાગ્યની વાત નથી જિનપ્રતિમા પણ જિનસરખી જ કહેવાય છે એ માટે રાયપસેણી સૂત્ર ફરમાવે છે કે, जिन पडिमा जिन सारीखी વીતરાગ દેવની પૂજા અને તેમના દશનનો લાભ મનુષ્યોને અનતકાળની રખડપટ્ટી પછી પ્રાપ્ત થાય છે તે સુદર તકને સુજ્ઞ મનુષ્યોએ જતી કરવા જેવી નથી રાજા મહારાજાની સેવા તો કદાચ એક બે ગામડા અપાવે, પરન્તુ પોતાની રાજગાદી નહિ આપે પણ વીતરાગ દેવની સેવા-પૂજા તો સાક્ષાત્ પોતાના જેવી વીતરાગતાનેજ સમર્પણ કરી દે છે વીતરાગ દેવની સેવા વાસ્તવિક રીતે તો વીતરાગ બનવાના હેતુથીજ કરવી જરૂરી છે તેમની પાસે પૌદ્ગલિક વસ્તુની માગણી કરનારાઓ સોનાની કઠીના સાટે ઓર મગર સુડી ચણા ખરીદવા જેવી બાલીશ ચેષ્ટા કરે છે ઘઉની ખેતી કરનારાને જેમ ઘાસ તો આપોઆપ મળીજ

રહે છે, તેમ વીતરાગ દેવ ની પૂજા મોક્ષબુદ્ધિથી કરનારાને જ્યા સુધી તે મોક્ષ ન જાય ત્યાસુધી દુનિયાના તમામ પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ કરાવેજ છે માટે મોક્ષ અને સાસારીક સુખોની ઇચ્છાવાલાએ વીતરાગ દેવની મૂર્તિની પૂજા અને દર્શન, હજારો કામો પડતા મૂકીને પહેલી તક કરી લેવાની જરૂર છે વળી તે ભગવાનની પૂજા કરવામા નથી તો પૈસાનો ખર્ચ અગર નથી તો કાઇ કષ્ટ છતા પ્રમાદી આત્માઓ સહેજ સ્વભાવે અને વિના કષ્ટે પૂજાથી ઉત્પન્ન થતા પુન્યના કાર્યને નાહકમા ગુમાવી દે છે

અરે! દુનિયામા એવો એક પણ વ્યાપાર નથી, કે જે વ્યાપાર કરવા માટેની ઇચ્છા કરવા માત્રથી ઘરમા પૈસો આવીને પડતો હોય જગતના સઘળા વ્યાપારોમા તન, મન અને ધનનો ભોગ આપવો પડે છે, એ સૌ કોઇને અનુભવસિદ્ધ વસ્તુ છે પરન્તુ વીતરાગ દેવના દર્શન કરવા જવાની વાત તો દૂર રહી પણ દર્શન કરવાની ઇચ્છા કરવા માત્રથી તેને લાભ થવો શરૂ થઇ જાય છે દહેરે જવાની ભાવના કરવાથી, જવા માટે ઉભા થવાથી, રસ્તામા ચાલવાથી શુ શુ ફળ થાય છે તે નીચે જણાવેલ પૂ વિનયવિજયજી મહારાજ રચીત ચૈત્યવદનથી માલુમ પડી શકશે

પ્રણમી શ્રી ગુરૂરાજ આજ, જિનમદિર કેરો,<br>
પુન્ય ભણી કરશુ સફળ, જિન વચન ભલેરો ૧

દહેરે જાવા મન કરે, [1]ચોથ તણુ ફળ પાવે,<br>
જિન જુહારવા ઉઠતા, છટ્ઠ પોતે આવે ૨

જઈશું જિનવર ભાળીએ, માગ ભાવતા,
હોવે દ્વાદશ[2] તણું પુન્ય, ભક્તિ ભાવતા ૩

અર્ધ પથ જિનવર તણા એ, પદ્ર ઉપવાસ,
નીરખ્યા સ્વામી તણાં ભુવન, લહીએ એક માસ ૪

જિનવર પાસે આવતા, છ માસી ફલ સિદ્ધ,
આવ્યા જિનવર બારણે, વર્ષતિપ ફલ લીધ ૫

સો વર્ષ ઉપવાસ પુન્ય, જે પ્રદક્ષિણા દેતા,
સહસ્ર વર્ષ ઉપવાસ પુણ્ય, જે નજરે જોતા ૬

ફલ ઘણાં ફુલની માળ, પ્રભુ કંઠે ઠવતા,
પાર ન આવે ગીત નાદ, કેરા ફળ સુણતા ૭

શિર[3] પુંજી પૂજા કરો એ, સુર ધૂપનો ધૂપ,
અક્ષત સાર તે અક્ષય, સુખ દીપ તનુ રૂપ ૮

નિર્મલ તનમને કરીએ, સ્તુણતા ઇંદ્ર જગીશ,
નાટક ભાવના ભાવતા, પામે પદવી જગીશ ૯

જિનવર ભકિત વળી એ, પ્રેમે પ્રકાશી,
સુણી શ્રી ગુરૂ વયણ સાર, પૂર્વ ઋષિ ભાખી ૧૦

અષ્ટ કર્મને ટાળવા, જિન મંદિર જઈશું,
ભેટી ચરણ ભગવતના, હવે નિર્મળ થઈશું ૧૧

કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય કહે કરજોડ,
સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનુ કોડ ૧૨

---

૧ ઉપવાસ ૨ સાત ઉપવાસ ૩ પોતાના પાપ તીલક કરી

ઉપરોક્ત ચૈત્યવંદનમા ફરમાવેલ દર્શન અને પૂજાની મહત્તાને સમજી દરેક શ્રાવક-શ્રાવિકાએ ત્રીકાળ પૂજા અને દર્શન કરવા ઉદ્યમવત બનવાની જરૂર છે

અસખ્ય વૈભવ-વિલાસોમા રાત અને દિવસ મગ્ન બનેલા દેવો પણ નદિશ્વર દ્વીપ આદિ સ્થળોએ શાશ્વત પ્રતિમાઓના દર્શનાર્થે જાય છે તો પછી તેમની અપેક્ષાએ તુચ્છ વૈભવવાળા મનુષ્યોએ તો જરૂર જિનેશ્વરદેવના દર્શન કરવામા જરા પણ પ્રમાદ કરવો ઉચીત નથી

એકેકુ ડગલુ ભરે, ગિરિ સન્મુખ ઉજમાળ,
કોડિ સહસ ભવના કર્યા, પાપ ખપે તત્કાળ

ઉપરનો દોહરો તદ્દન સાચો છે ગિરિરાજ ઉપર જવાની વાત તો દૂર રહી, પરન્તુ તેની સન્મુખ ભરવામા આવતું ડગલુ પણ હજાર ક્રોડો ભવના પાપને દૂર કરી દે છે, પરન્તુ કયુ ડગલુ તે પાપને હરે એ વિચારવાની જરૂર છે તે ડગલુ ભરતી વખતે, જો હૃદયમા પાપના ઢગલા તો ખડકેલાજ હોય છે, અન્યનુ બુરૂ જો હૃદય ચિંતવન કરી જ રહ્યું હોય છે અને સસારની વ્યાપાર આદિની ખટપટ તો ચાલુજ રાખી હોય છે અને ગિરિરાજના ધ્યાનને બદલે અન્યનુજ ધ્યાન ચાલતું હોય એવુ ડગલુ તેટલા પાપને દૂર નહિ કરી શકે એ સ્વાભાવિક છે

તેજ મુજબ જિનમદિરે આવવા નીકળેલો પણ જો રસ્તામા વાતના ગપાટા મારતો રહે, વચમા કામ પડે અનેક દુકાનો ની વીઝીટ લેતો રહે અને વ્યાપાર-ધધામાં પણ માથુ મારતો જાય તો તેવા માણસને ઉપરના ચૈત્યવદનમા લખેલ ફળ સપૂર્ણ

દહેરાસરના કપડાએ કેટલાક શરીરનો પસીનો તથા નાકનો શ્લેશ્મ સાફ કરે છે તેવા હાથથી તથા ગંદા કપડાથી પૂજા કરવામા આશાતના થાય છે, માટે તેવી તેમ કરવું નહિ

પૂજા કરતી વખતે રૂમાલ રાખવામા આવે છે તેના આઠ પડ થતા નથી માટે ખેસથીજ આઠ પડ કરવા, અને તે પણ નાસીકા ઉપર બાધવા નાસિકા ખુલ્લી રાખવી નહિ નાસીકાની દુર્ગંધ પ્રભુ ઉપર પડવાથી આશાતના થાય છે

૬ કેટલાક લોકો માત્ર શોખને ખાતર ગજીપ્રાક પહેરીને પૂજા કરે છે તે ઠીક નથી (માદગીના કારણે કરે એ વાત જુદી છે )

૭ પૂજા કરવાના કપડાથી શરીર સાફ કરવુ નહિ પણ તેને માટે જુદો ટુવાલ રાખવો

૮ પહેલા દ્રવ્યપૂજા (અગપૂજા) કર્યા પછી ચૈત્યવદન રૂપ ભાવ પૂજા કરવી

૯ સમય ઓછો હોય તો થોડાજ ભગવાનને પૂજા કરવી પરન્તુ જેમ તેમ ગમે તે જગ્યાએ પૂજા કરી વેઠ ઉતારવા જેવુ કરવુ નહિ

૧૦ વામચાર વિગેરે થવાની તૈયારીમા તરતજ દહેરાસર બહાર નીકળી જવુ

૧૧ દહેરાસરમા ત્રણ પ્રદક્ષિણા, દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીને પ્રાપ્ત કરી ચોરાસી લાખ યોનિના ફેરા ટાળવા

માટે દેવાય છે, દોડધામ કરી નીચુ જોયા વિના પ્રદક્ષિણા દેવાથી જીવોની હિંસા થઈ જાય છે અને તેથી ફેરા ઓછા થવાને બદલે અધિક ન થઈ જાય તે માટે બહુજ ઉપયોગપૂર્વક નીચે જોઈને પ્રદક્ષિણા આપવી

## સાત પ્રકારની શુદ્ધિ

અગ વસન મન ભૂમિકા, પૂજો પગરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર

૧ અગશુદ્ધિ—શરીર બરાબર શુદ્ધ થઈ રહે એટલા માપસર અચિત્ત જળવી સ્નાન કરીને કોરા રૂમાલથી શરીરને બરાબર લુછવુ, તથા ન્હાવાનુ પાણી ઢોળતા જીવજતુની વિરાધના ન થાય એ ધ્યાનમા રાખવુ

૨ વસ્ત્રશુદ્ધિ—પૂજા માટે પુરૂષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવો, પુરૂષોએ અષ્ટપડ મુખકોશ માટે રૂમાલ રાખવાનો નથી, તથા ગજીફરાક વિગેરે પૂજા કરતી વખતે પહેરી શકાય નહિ પૂજા માટેના વસ્ત્રો સફેદ, ફાટયા જ બળ્યા વગરના તથા સાધ્યા વિનાના રાખવા, એ વસ્ત્રો રેશમી હોય તો પણ હમેશા ધોવા જોઇએ તથા સુગધી પદાર્થોથી વાસિત કરવા જોઇએ પૂજાના કપડા પહેરીને વગર ન્હાયેલાને કે અશુદ્ધ વસ્ત્રવાળાને અડવુ નહિ

૩ મનશુદ્ધિ—જેમ બને તેમ મનને પૂજામા સ્થિર કરવું તથા બીજુ બધુ એટલે સસારના રગડા ઝઘડા ખટપટ વિગેરે ભૂલી જઈ ખોટા વિચારમા મનને પરોવવું નહિ

૪ ભૂમિ શુદ્ધિ —દેરાસરમા કાજો બરાબર લીધો કે કેમ તે જોવુ પૂજાના ઉપકરણો લેવા મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી તેમ જીવાકુલ ન હોય તે માટે ધ્યાન રાખવું

૫ ઉપકરણ શુદ્ધિ —પૂજાના જોઇતા ઉપકરણો કેસર, સુખડ, પુષ્પ, ધુપ, અગરબત્તી, દીપક, ચોખા, ફળ, નૈવેદ્ય, વિગેરે જેમ બને તેમ ઉંચી જાતિના તેમજ બની શકે તો પોતાના ઘરના લાવવા કળશ, ધુપધાણા, ફાનસ, અંગલુછણા વિગેરે, સાધનો ખૂબ ઉજળા ચકચકાટ રાખવા જેમ ઉપકરણની શુદ્ધિ વધારે, તેમ આ હાદ વધારે આવશે અને ભાવની વૃદ્ધિ પણ વધારે થશે

૬ દ્રવ્યશુદ્ધિ —જિનપૂજા આદિ શુભ કાર્યમા વપરાતુ દ્રવ્ય જો ન્યાયથી ઉપાર્જન કરેલુ હોય, તો તે શુદ્ધ દ્રવ્યદ્વારા ભાવની બહુજ વૃદ્ધિ થાય છે

૭ વિધિશુદ્ધિ —સ્નાન કરીને શુદ્ધ ઉજળા વસ્ત્ર પહેરી, પૂજાના ઉપકરણો લઈ શુભ ભાવના ભાવતા જિનમંદિરે જવુ, રસ્તામા કોઇ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઈ જાય તેમ રસ્તામા કોઇ સંસારી વ્યાપર ખટપટમા ન પડાય એ ધ્યાનમા રાખવું તેમ ચામડાના પગરખા આદિ પહેરવા નહિ

## શ્રી જિનમંદિરમા પ્રવેશ

દેરાસરમા પેસતા પ્રથમ 'નિસ્સિહિ' કહેવી, છેટેથી પ્રભુનુ મુખ જોતા ભક્તિપૂર્વક બે હાથ જોડા કરી મસ્તકે લગાડી 'નમો જિણાણ ' બોલવુ જયા પ્રદક્ષિણા ફરી શકાય ત્યા ત્રણ

પ્રદક્ષિણા દેવી, પ્રદક્ષિણા કરતા અને ક્યો પછી દેરાસરમાથી આશાતના ટાળવા બનતુ કરવુ પછી મૂળનાયક સન્મુખ જઇ સ્તુતિના શ્લોકો બોલવા પુરુષોએ જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવુ, સ્તુતિ બોલતી વખતે પોતાનુ અર્ધુ અગ નમાવવુ

પૂજા કરનારે પોતાના કપાળમા, ગળે, છાતીએ અને નાભિએ એમ ચાર તિલક કરવા પછી બીજી વખત 'નિસ્સિહિ' કહી દ્રવ્યપૂજામા જોડાવુ

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વર દેવની પૂજા કરવી એ આઠ પ્રકારોમા પહેલા ત્રણ પ્રકારની પૂજાને અગપૂજા કહેવાય છે પહેલી ત્રણ પૂજા પ્રભુના અગને સ્પર્શ કરીને કરવાની હોવાથી, તેને 'અગપૂજા' કહેવાય છે

જેને શરીરમાથી રસી ઝરતી હોય તેણે અગપૂજા પોતાના ચદન-પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી અગ્રપૂજા તથા ભાવપૂજા (ચૈત્યવદન) પોતે કરવી

૧ જલપૂજા – પ્રથમ પચામૃતથી (દૂધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગા કરીને) શ્રી જિનપ્રતિમા આદિને ન્હવણ કરી પછી ચોકખા પાણીથી ન્હવણ કરવુ, ત્રણ અગલુછણા પોતાના હાથેજ બહુમાનપૂર્વક બરાબર કરવા

### જલપૂજાના દુહા

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ,
જલપૂજા ફલ મુજહજો, માગો એમ પ્રભુ પાસ　૧

રના છાંટા પડે નહિ એ ધ્યાનમાં રાખવું મૌનપણે પૂજા કરવી હોઈએ આવી રીતે પછી અંગે તીલક કરવું

## ચંદન પૂજાનો દુહો

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ,
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ ૧

## નવ અંગ પૂજાના દુહા

જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત,
ઋષભ ચરણ અંગુઠડે, દાયક ભવજલ અંત ૧
( પ્રભુના જમણા-ડાબા અંગુઠે તિલક કરવું )

જાનુબળે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ,
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ ૨
( પ્રભુના જમણા-ડાબા ઢીંચણે તિલક કરવું )

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી-દાન,
કર કાંડે પ્રભુ પુજના, પુજો ભવી બહુમાન ૩
( પ્રભુના જમણા-ડાબા કાંડે તિલક કરવું )

માન ગયું દોય અંશથી, દેખી વિર્ય અનંત,
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત ૪
( પ્રભુના જમણા-ડાબા ખભે તિલક કરવું )

સિદ્ધ શિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત,
વસિયા તેણે કારણ ભવી, શિર શીખા પુજંત ૫
( પ્રભુના મસ્તક શિખાએ તિલક કરવું )

તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત,
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલકજયવંત. ૬

( પ્રભુના કપાલમાં તિલક કરવું )

ષોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વતુલ,
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ ૭

( પ્રભુના કંઠે તિલક કરવું )

હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ,
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ ૮

( પ્રભુની છાતીએ તિલક કરવું )

રત્નત્રયી ગુણ ઉજ્જ્વલી, સકલ સુગુણ વિશરામ,
નાભિ કમલની પૂજના, કરતા અવિચલ ધામ. ૯

( પ્રભુની નાભિએ તિલક કરવું )

ઉપદેશક નવ તત્વના, તેણે નવ અંગ જિણિંદ,
પૂજો બહુવિધ રાગથી, કહે શુભવીર મુણિંદ ૧૦



૩ પુષ્પપૂજા—સરસ, સુગંધીવાળા અને અખંડ પુષ્પો ચઢાવવા, નીચે પડેલ પુષ્પ ચઢાવવું નહિ —

૪ ધુપપૂજા—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી ધુપ કરવો

## ધુપપૂજાનો દુહો

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામ નયન જિન ધૂપ,
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ ૧

૫ દીપકપૂજા-પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપક પૂજા કરવી

## દીપક પૂજાનો દોહો

દ્રવ્ય દીપ સુવિવેકજી, કરતા દુઃખ હોય ફોક,
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક ૧

૬ અક્ષતપૂજા-અખંડ ચોખા વડે સાદો સાથિયો, અગર નંદાવર્ત કરવો

## અક્ષત પૂજાનો દુહો

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ,
પુરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકલ જંજાલ ૧

સાથિયો કરતી વખતે બોલવાના દુહા

ચિહુંગતિ ભ્રમણ સંસારમા, જન્મ મરણ જંજાળ,
અષ્ટ કર્મ નિવારવા, માગું મોક્ષ ફળ સાર ૧
અક્ષત પૂજા કરતા થકા, સફળ કરૂં અવતાર,
ફલ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર ૨
દર્શન—જ્ઞાન—ચારિત્રના, આરાધનથી સાર,
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર ૩

૭ નૈવેદ્યપૂજા-સાકર, પતાસા, ઉત્તમ મીઠાઇ વિગેરે નૈવેદ્ય સાથિયા પર મૂકવું

## નૈવેદ્ય પૂજાનો દુહો

અણાહારી પદ મેં કર્યાં, વિગ્ગહ ગઈય અનંત,
દૂર કરી તે દીજીયે, અણાહારી શિવ સંત ૧

૮ ફલપૂજા-બદામ, સોપારી, શ્રીફળ અને પાકા ફળો સિદ્ધ શિલા ઉપર મૂકવા

## ફલ પૂજાનો દુહો

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ,
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવ ફલ ત્યાગ ૧

આ રીતે અષ્ટ પ્રકારી પૂજા કર્યા બાદ ચામર વિગેરેથી પૂજા કરવી

## ચામર પૂજા કરતા બોલવાનો દુહો

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ચાલે,
જઈ મેરૂ ધરી ઉત્સંગે, ઇન્દ્ર ચોસઠ મળીયા રંગે,
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવના પાતિક ખોવા. ૧

દ્રવ્ય પૂજા બધી પૂરી કર્યા પછી ત્રીજી વખતની 'નિસ્સિહિ' કહી ચૈત્યવંદનાદિ ભાવપૂજામાં જોડાવું

## ભગવાનની પૂજાનો પ્રભાવ

૧ તીર્થંકર દેવોની પૂજા સંસારરૂપ સમુદ્રમાં ડુબતા પ્રાણીઓ માટે સ્ટીમર સમાન છે

૨ શિવનગરીની પદવીને અર્પણ કરતા છે

૩ ગમેતેવા દારિદ્રરૂપી પર્વતનો ચુરો કરવામાં વજ્ર સમાન છે

૪ દેવના અને મનુષ્યોના વૈભવોની પ્રાપ્તિ માટે કલ્પવૃક્ષ સમાન છે
૫ દુઃખરૂપ અગ્નિને બુઝાવવા પાણી સમાન છે
૬ સકલ સુખ, સુંદર રૂપ અને સૌભાગ્યને અર્પણ કરનારી છે
૭ ત્રણ જગતનું સામ્રાજ્ય આપવામાં ઉદાર હોય છે

## સુસાધુઓનો પ્રભાવ

૧ સાધુ મહારાજનો સમાગમ પુણ્ય-પાપના રસ્તાને બતા વનારો છે
૨ તેમની વૈયાવચ્ચ અને ભક્તિ એ સંસાર સમુદ્રને તર માટેની બે ભુજાઓ છે
૩ તેમના યોગેજ જૈનશાસન અખંડિત નભી રહ્યું છે
૪ તેમની સેવાના યોગે સધર્મીઓનો સમાગમ થાય છે
૫ તેમની દેશનારૂપી ગાજ મોહનિદ્રામાં પડેલાને જાગૃત કરે
૬ તેમની પાસે વિનય, વિવેક, ઉદારતા, ક્ષમા આદિ નિર્મ ગુણોની પ્રાપ્તિ થાય છે
૭ તેમને કરેલું વંદન ઉચ્ચ ગોત્ર બંધાવે છે
૮ તેમને વંદન કરવાથી તીર્થંકરદેવોની આજ્ઞાનું પાલ થાય છે
૯ વંદનથી માનરૂપી પર્વત ગળી જાય છે અને તેથી નમ્ર લઘુતા વિગેરે ગુણોની પ્રાપ્તિ થવા સાથ શાસ્ત્રશ્રવણ શાસ્ત્રઅધ્યયન કરવાની સુંદર તક પ્રાપ્ત થાય છે

## દ્વિદળ ( વિદળ ) નું સ્વરૂપ

દ્વિદળ એટલે જેની બે ફાડ થાય તેવા વાલ, વટાણા, મગ, અડદ, તુવેર આદિ સઘળા કઠોળો ગણાય છે જેમાંથી તેલ નીકળતુ હોય, અને બે ફાડ થતી હોય તો તે કઠોળ કહેવાતું નથી જેની બે ફાડ થાય એવા સઘળા કઠોળના શાક સાથે અગર જે વસ્તુમા કઠોળ આવતું હોય તે સઘળી વસ્તુ સાથે કાચુ દુધ, કાચુ દહીં અને કાચી છાશ ( કાચી એટલે ગરમ કર્યા વિનાની ) ખાય શકાય નહિ. જો બન્ને સાથે, ખાવામા આવે તો અસખ્યાતા બે ઇદ્રિયવાલા જીવો ઉત્પન્ન થાય છે, અને તે જીવોની હિંસાનો ભાગીદાર તેવી વસ્તુ ખાનાર થાય છે માટે તે બન્ને ભેગા ન ખવાય તે માટેનો ખાસ ઉપયોગ રાખવો, અને જીભનો ચગકો જરા ઓછો કરવો. જેથી અસખ્યાતા જીવોની હિંસાથી બચી જવાશે ઘણી જગ્યાએ શીખંડ સાથે વાલની દાળનુ શાક કરવામા આવે છે ખીચડી સાથે કાચુ દુધ કાચી છાશ ખાવામાં આવે છે જે તદ્દન અનુચિત કહેવાય કાતો અજ્ઞાનતાને લીધે, કાતો જી કાના મ[illegible] થી, અંતો માત્ર ઉપયોગની ખામીને લીધે નાહક હિંસાના ભાગીદાર થવુ પડે છે, માટે કઠોળ સાથે અગર કઠોળવાળી વસ્તુઓ સાથે દહીં, દુધ અને છાશ ખાવાની ઇચ્છાવાળાએ તે ત્રણે વસ્તુ જ્યા સુધી આગની દાઝે એવી ગરમ ન થાય ત્યા સુધી પ્રાણાતે પણ ખાવી નહિ કેટલીક જગ્યાએ છાશ સામાન્ય જેવી ગરમ થાય એટલે ચણાની દાળનો દાણ નાખે છે, તે પણ ઠીક ન કહેવાય ચોખાનો લોટ કદી નથી નખાતો ! હાથ મો બરાબર સાફ કરીને દહીં, દુધ, છાશ લઇ શકાય છે

બન્ને સાથે ખાવામા જ દોષ ગણાય છે વિદળના સ્વરૂપને સમજી સૌ કોઇએ પાપમાથી બચવા પ્રયત્ન કરવાની જરૂર છે

## કાયોત્સર્ગનુ ફળ.

છ આવશ્યકમા કાયોત્સગ (કાઉસ્સગ્ગ) પાચમુ આવશ્યક ગણાય છે કાયોત્સર્ગ એટલે કાયાને છોડી દેવી છોડી દેવી એટલે તેને પાપમય પ્રવૃત્તિમા જોડવી નહિ જ્યા સુધી કાઉસ્સગ્ગ ધ્યાનમા હોઇએ ત્યા સુધી મનને અન્ય સ્થળે જતા રોકવુ વચનથી મોઢ બોલવુ નહિ, તેમજ હોઠ પણ ફફડાવવો નહિ અને કાયાને સ્થિર રાખવી ચદેસુ નિમ્મલયરા સુધી પચ્ચીશ શ્વાસોશ્વાસનુ માપ થાય છે વાર્ષિક પ્રતિક્રમણ (સવત્સરી) મા ચાલીશ લોગસ્સ અને ઉપર એક નવકારનો કાઉસ્સગ્ગ કરાય છે તે ૧૦૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણ ગણાય છે ચોમાસીમા વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામા આવે છે તે પાચસો શ્વાસોશ્વાસ પ્રમાણ થાય છે અને પખ્ખી પ્રતિક્રમણમા બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ આવે છે તેના ત્રણસો શ્વાસોશ્વાસ થાય છે એક શ્વાસોશ્વાસમા બે લાખ પીસ્તાલીશ હજાર ચારસોને આઠ પલ્યોપમ અને એક પલ્યોપમના નવ ભાગ કરીએ, તેમાના ચાર ભાગ જેટલું દેવતાનુ આયુષ્ય બધાય છે અર્થાત્ જ્યા દેવતાઓની એટલી સ્થિતિ હોય છે, તે સ્થળે એક ચિત્તે કાઉસ્સગ્ગ કરનારો ઉત્પન્ન થાય છે કાઉસ્સગ્ગ કરતી વખતે દૃષ્ટિ નાસિકા ઉપર અગર સ્થાપનાચાર્ય ઉપર સ્થાપવી મૌનપણે કાઉસ્સગ્ગ કરવો કાયાને સ્થિર રાખવી મચ્છરના ભયથી શરીર ઢાકવુ નહિ આ પ્રમાણે વિધિપૂર્વક કાઉસ્સગ્ગ કરનારો ઉપર જણાવેલ દેવનુ આયુષ્ય બાધે છે

પરન્તુ બાર મહીને એક વખત પ્રતિક્રમણમા આવીને ફાફરા ફેરનારા, એક-બીજાના ધોતીયાની છેડાછેડી બાધનારા, કાઉસ્સગ્ગમા ભૂત વળગ્યું હોય તેમ ધૂણનારા, ચારે દિશામા દૃષ્ટિ ફેરવનારા અને બીજાને હાસ્ય પેદા થાય એવુ બોલનારા, સ્વય હસી અન્યને હસાવી, ભાગ્યશાળીઓના કાઉસ્સગ્ગને ડોળાવનારાઓ કઈ ગતિનુ આયુષ્ય અને કેટલા વર્ષોનુ બાધતા હશે તે તો કેવળી ભગવાન જાણે સદ્ગતિ જવાની ભાવના વાળાઓએ ઉપર જણાવ્યા મુજબ વિધિમર કાઉસ્સગ્ગ કરવા પ્રયત્ન કરવો

## અમૂલ્ય સમયની સફળતા કરનાર સામાયિકવ્રતનુ રહસ્ય

सामाइय पोसह सठियस्स, जीवस्स जाइ जो कालो।
सो सफलो बोयव्वो, सेसो समार फल हेउ॥

અર્થ—સામાયિકમા અને પૌષધમા રહેલા આત્માનો જે સમય પસાર થાય છે તે સમયજ સફળ ગણાય છે, બાકીનો વખત માત્ર સસારના પરિભ્રમણને વધારવામા કારણભૂત બને છે

ઉપરના શ્લોકમા જણાવેલ રહસ્યથી સામાયક અને પૌષધવ્રતની મહત્તા સમજાય તેવી એવી છે સમ એટલે સમતા અને આય એટલે લાભ જેમા સમતાનો લાભ થાય તેનુ નામ સામાયિક સામાયિક વ્રતમા રહેનારાને ત્રસ અને સ્થાવર તમામ જીવો ઉપર સમભાવ હોય છે આ સામાયિકમા ૪૮ મીનીટ સુધીનું જીવન નિરારભપણે વ્યતીત થાય છે જેટલી વખત શ્રાવક સામાયિક કરે તેટલી વખત તે સાધુ જેવો ગણાય છે છ જીવની કાયના કુટામા ફસાયેલા જીવનને

સામાયિક્નુ સુંદર વ્રત "સાધુ જેવો" એ પદની ઉપમા સમ
ર્પણ કરે છે એક સામાયિક કરનારને કેટલુ પુણ્ય થાય છે
તેની નોધ લેતા શાસ્ત્રકાર જણાવે છે કે—

दिवसे दिवस लक्खं, देई सुवण्णस्स खंडिय एगो ।
एगो पुण सामाइय, करेइ न पहुप्पए तस्स ॥

અર્થ—એક માણસ રોજને રોજ એક લાખ ખાંડી સોનુ
દાન આપે અને બીજો એક માણસ રોજ સામાયિક કરે તો પણ
દાન આપનારો સામાયિક કરનારાની તોલે આવી શકતો નથી
અર્થાત્ દાન આપનારના કરતા સામાયક કરનારો વધી જાય છે

એજ વાતની પુષ્ટિ કરતા શ્રી ધર્મસિંહ મુનિશ્રી સામા
યિકની સજ્ઝાયમા ફરમાવે છે કે—

શ્રી વીર મુખે ઇમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રત્યે ત્યણ લાલરે,
લાખ ખાંડી સોના તણી, દીએ દાન દિન પ્રત્યે લાલરે,
લાખ વરસ લગે તે વળી, એમ દીએ દ્રવ્ય અપાર લાલરે,
એક સામાયકને તોલે, ન આવે તેહ લગાર લાલરે

વળી એક સામાયક કરનાર બાણું ક્રોડ ઓગણસાઠ લાખ
પચ્ચીશ હજાર નવસો પચ્ચીશ પલ્યોપમથી ( એક પલ્યોપમ
એટલે અસંખ્યાતા વર્ષો ) અધિક દેવતાનુ આયુષ્ય બાંધે છે
રાત્રિ અને દિવસના પોસહમા ત્રીશ સામાયિક ગણાય છે એટલે
પૌષધ કરનારને તેનાથી ત્રીશગણું પુન્ય અને આયુષ્ય સમજી લેવું

એક પસો આપ્યા વિના જે સામાયિક લાખ ખાંડી સોનુ
આપ્યા જેટલુ પુણ્ય અર્પણ કરે છે અને તપ, જપ જેવી

કષ્ટવાળી ક્રિયા કર્યા વિના દેવતાનું સુંદર આયુષ્યને બંધાવે છે એવા સામાયિક અને પૌષધવ્રતને અપ્રુવવાળા મનુષ્યો કદી જતા નહિ કરે. ઘણા અજ્ઞાની મનુષ્યો ઉપરોક્ત વ્રતની કીંમત અને મહત્તા નહિ સમજતા હોઈ પોતાના અમૂલ્ય ટાઈમને ખાવા-પીવામા, ગપ્પા-સપ્પામા નિંદા-કુથલીમા અને રગડા-ઝઘડામા રગ-રાગમા વેડફી નાખે છે તે સમય નિરર્થક જાય છે, એટલુ જ નહિ પણ પાપનો બોજો શિરે વધારતો જાય છે માટે સુજ્ઞ શ્રાવક-શ્રાવિકાઓએ નાહક તે સમયને-પાપ કાર્ય વાહીમાં ન ગુમાવતા સામાયિક કરવાદ્વારા સફળ કરવો જરૂરી છે

સામાયિકમા કરેમિભંતેનુ પચ્ચખ્ખાણ કરાવવામાં આવે છે તે પચ્ચખ્ખાણમા જ્યાસુધી હું સામાયકના નિયમમા છું ત્યા સુધી પાપના કાર્યો નહી કરૂં એમ પોતે કબુલ કરે છે આ શરત કરીને બેઠા પછી જે માણસો સામાયિકમા રાજકથા, ભોજનકથા આદિ વિકથાઓ કરે છે, અન્યની નિંદાનુ સૂત્ર લઈ બેસે છે, મનમા કોઈનુ બુરૂ ચિંતવે છે, સામાયક લઈ આમતેમ રખડી જીવોની હિંસાનુ ભાન રાખતો નથી તે માણસો ગુરૂ સાક્ષીએ અગર તો પોતાની આત્મસાખે કરેલ શરતથી ભ્રષ્ટ થાય છે માટે તેમ નહિ કરતા સમતાપૂર્વક વિધિવિધાનને સાચવી સામાયિક કરવા ભલામણ છે.

કેટલાક આત્માઓ દીર્ઘ દૃષ્ટિના અભાવે એમ પણ કહે છે કે હમો સામાયિક તો કરીએ છીએ, પરન્તુ સંસારના રંગરાગમા હમારૂં ચિત્ત તો ચોંટેલુજ રહે છે વારંવાર મન તો બહાર ભમ્યા જ કરતું હોય તો તેવી સ્થિતિમા કરેલા સામાયિકની કીંમત શી? માટે એના કરતા તો ન કરવું સારૂં

ઉપર મુજબ દલીલ કરનારાઓએ એ વિષે લાબો વિચાર કર્યો નથી અવિધિથી કરવા કરતા નહિ કરવુ એ શ્રેષ્ટ એને તો સર્વજ્ઞ ભગવાન શાસ્ત્ર વિરૂદ્ધ (ઉત્સૂત્ર વચન) વચન કહે છે કહ્યુ છે કે-

अविहिकया वरमकय, उस्सुयवयण वयंति सव्वण्णु ।
पायच्छित्तं जम्हा, अकए गुरुय कए लहुयं ॥

અર્થ-અવિધિ કરવા કરતા ન કરવુ એ સારૂ એને સર્વજ્ઞ ભગવાન ઉત્સૂત્ર ભાષણ કહે છે કારણ કે અવિધિથી જે કરે છે એને લઘુ પ્રાયશ્ચિત આવે છે જ્યારે જે બીલકુલ કરતોજ નથી તેને મોટુ પ્રાયશ્ચિત લાગે છે

ઉપરના શ્લોકમા અવિધિ થતી હોય એટલે કોઈ ધર્મ કાર્ય નજ કરવુ એવુ ફરમાન નથી પરન્તુ ક્રિયાને ચાલુ રાખી, અવિધિને દૂર કરવા પ્રયત્ન જરૂર કરવો

વળી શરૂઆતમા કોઈ પણ કાર્ય સીધુ ઉતરતુ જ નથી પ્રથમતો તે કાર્યમા અનેક સ્ખલનાઓ માલુમ પડશે પરન્તુ લાબા સમય પછી તે કાર્ય પાછળ કરેલી પ્રેક્ટીસ, આપેલો સમયનો ભોગ અને અવિધિ દૂર કરવાની કાળજી, તે કાર્યને પરિપૂર્ણ બનાવશે જો તમો અવિધિના ડરથી કાર્યનેજ કરવાનુ છોડી દેશો તો સસારનુ પણ એક કાર્ય થશે નહિ છોકરો એકડો શીખવા જાય છે, ત્યારે શરૂઆતમા ઘણા દિવસ તો લીંટોટા કાઢી માત્ર સ્લેટ ઉપર કાતરાજ પાડે છે જો તેને તેમ કરતા અટકાવશો તો તે છોકરો આગળ કદી ભણી શકશે નહિ છોકરી રોટલી વણતા શીખે છે ત્યારે શરૂઆતમા તો

દૂર કરનારા મત્રો માટે પણ જ્યારે અમુક સાધનાની જરૂર રહે છે તો પછી આત્મા સાથે લાગેલા અનાદિના મોહ વિષને દૂર કરનારા આવશ્યક સૂત્રોની સાધના માટે પણ તપશ્ચર્યા આદિવિધિ વિધાનની આવશ્યક્તા ન હોય એમ બનેજ કેમ ?

જેમ મુનિરાજોને આચારાગ આદિ સૂત્રોનો અભ્યાસ કરવા માટેની લાયકાત-યોગ્યતા પ્રાપ્ત કરવા માટે યોગ વહનની ક્રિયા કરવી જરૂરી છે, તેમ શ્રાવક શ્રાવિકાઓને આવશ્યકક્રિયામા આવતા સૂત્રોની આરાધના કરવા માટે ઉપધાન તપ કરાવવામા આવે છે ઉપધાન તપની ક્રિયા કર્યા સિવાય નવકાર આદિ સૂત્રોનુ ગણવુ ભણવુ વિધિસરનુ કહેવાતું નથી જો કે બધા શ્રાવક શ્રાવિકાઓ ઉપધાનતપ કરવા સમર્થ હોતા નથી અને તેથી તેઓ તે પવિત્ર સૂત્રોના પઠનથી, અને પ્રતિક્રમણઆદિ ક્રિયાથી વચિત ન રહી જાય એ હેતુથી ઉપધાન તપ કર્યા સિવાય પણ તેની ભણવા ગણવાની અવિધિને નભાવી લેવામા આવે છે પરન્તુ શક્તિસપન્ન મનુષ્યોએ તો જીવનમા આ તપને જરૂર કરવા અને કરાવવા પ્રયત્નશીલ બનવું જોઇએ ઉપધાન તપ એ કોઇ કપોલ કલ્પીત વસ્તુ નથી પરન્તુ તે શાસ્ત્ર સિદ્ધ છે, જે મહાનિશિથસૂત્રના ત્રીજા અધ્યયનમા જણાવેલ પાઠથી સાબીત થશે

जे केइ अणुवहाणेण सुपसत्थ नाण अहीयति अज्झावयति वा अहीयतेइवा अज्झावयतेइवा , समणुजाणति तण महा पावकम्मे महती सुपसत्थ नाणस्सासायण पकुव्वति ॥

અર્થ—જે કોઈ અતિ પ્રશસ્ત જ્ઞાનને ઉપધાન તપ કર્યા વિના ભણે અથવા અન્યને ભણાવે તથા ભણનારની અને ભણાવનારની અનુમોદના કરે તે મહાકર્મને બાંધે છે અને સુપ્રશસ્ત જ્ઞાનની આશાતના કરે છે

ઉપરના પાઠથી ઉપધાન તપ એ શાસ્ત્રસિદ્ધ વસ્તુ છે, એમ સાબીત થવા સાથે તેને છતી શક્તિએ નહિ કરનારાઓ જ્ઞાનની આશાતના કરે છે એ પણ સિદ્ધ થાય છે

આ ઉપધાન તપ કાંઈ લહેર ઉડાવવાનુ સાધન નથી તેમા લગભગ એકી સાથે દોઢ મહિના સુધી પૌષધમાજ રહેવુ પડે છે તેટલો સમય સસારના તમામ વૈભવ-વિલાસોને તિલાજ્લી આપવી પડે છે તેમા સાધુના જેવુ જીવન ગુજા રવુ પડે છે રાત્રે ત્રણ વાગે ઉઠવુ પડે છે સો ખમાસમણ રોજ દેવા પડે છે વીશ બાંધી નવકારવાલી ગણવાની હોય છે રોજ સો લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો પડે છે, આતરે આતરે ઉપવાસ કરવો પડે છે આદિ અનેકવિધ કઠીન ક્રિયાઓ જ્યા કરવામા આવતી હોય અને અપૂર્વ સયમ કેળવાતો હોય તેવા સયમી આત્માઓ માટે ખાવાની લાલચને આગળ કર નારા અને ઉપધાન તપનો રાફડો ફાટયો છે એમ બોલનારા અને લખનારાઓને રાફડામા રહેનારાની યોનિમા ન જવુ હોય તો તે પવિત્ર તપ માટે અને તે તપની આરાધના કર નારા માટે યદ્વાતદ્વા બોલતા બધ થવાની જરૂર છે

તા ક જે લોકો ઉપધાન તપની આવશ્યક્તાનો ઇન્કાર કરી, ભણે ભણાવે અને ભણતાની અનુમોદના કરે તેઓ શ્રુત (જ્ઞાનની) આશાતનાનુ જબ્બર પાપ બાંધે છે બાકી જે ભવ્ય આત્માઓ તે

તપની જરૂરીઆતને સ્વીકારનારા છે, અવિધિને માન્ય રાખનારા છે, અને હમારે આ શક્તિના અભાવમા ન છુટકે કરવું પડે છે, એમ માનનારાઓ તેવા પ્રકારની ઘોર આશાતનાથી બચી જાય છે

## રાત્રિભોજનથી થતા નુકસાનો

અનેક પાપસ્થાનકો પૈકી રાત્રિ ભોજન પણ એક પાપનુ જ સ્થાનક છે સૂર્યાસ્ત પછી અનેક સુક્ષ્મજીવોની ઉત્પત્તિ થાય છે જે જીવો ગમે તેવા જબ્બર પ્રકાશમા પણ દેખી શકાતા નથી રાત્રે ખાનારના ભાણામા તે જીવો ઉડી ઉડીને પડે છે, અને મરણને શરણ થાય છે તે સઘળા જીવોની હિંસાનુ પાપ રાત્રિભોજન કરનારને લાગે છે તે પાપના પ્રભાવે રાત્રે ખાનારાઓને આવતા ભવમા ગીધ, સમડી, બીલાડા કાગડા આદિની નીચ યોનિમા જન્મ ધારણ કરવો પડે છે તે અવતારને પામેલા પશુ પક્ષીઓ મોટે ભાગે માસનોજ આહાર કરનારા હોય છે, એટલે ત્યાથી મરીને તેઓ નરક ગતિમા ચાલ્યા જાય છે આથી એ પણ સિદ્ધ થાય છે કે રાત્રિ ભોજનને કરનારો સીધો નરકમા નહિ જાય પરન્તુ તિર્યંચ ગતિમા જઈને પરંપરાએ પણ નરકનો મેમાન થાય છે આવી રીતે તિર્યંચ અને પરંપરાએ નરકગતિને અપાવનારા રાત્રિભોજનને કયો સુજ્ઞ પુરૂષ તિલાજલિ નહિ આપે ?

રાત્રિભોજનનો ત્યાગ ધર્મદૃષ્ટિએ હિતકર છે એટલુજ નહિ પરન્તુ આરોગ્યતાની દૃષ્ટિએ પણ તે સૌને અત્યંત હિત કરનારો જ છે રાત્રિભોજન કરનારાઓને શારીરિક નુકશાન શુ થાય છે, તેની નોંધ લેતા કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ પૂજ્ય હેમચંદ્રાચાર્ય મહારાજ શ્રી યોગ શાસ્ત્રમા ફરમાવે છે કે-

मेधा पिपीलिका हन्ति, युका कुर्याज्जलोदरम् ।
कुरुते मक्षिका वान्ति, कुष्ट रोग च कोलिक ॥ १ ॥

અર્થ–કીડી બુદ્ધિનો નાશ કરે છે, જુ ખાવામા આવે તો જલોદર રોગ થાય છે, માખી ઉલટી ( વોમીટ ) કરાવે છે, અને કરોળીયો કોઢ રોગ કરે છે

कण्टको दारुखण्ड च, वितनोति गलव्यथाम् ।
व्यञ्जनान्तर्निपतितस्तालु विध्यति वृश्चिकः ॥ २ ॥

અર્થ–કાંટો અગર લાકડાનો કકડો ખાવામા આવી જાય તો ગળામા તકલીફ કરે છે શાકમા પડેલો વીંછુ તાળવાને વિંધી નાખે છે

विलग्नश्च गले वाल', स्वरभङ्गाय जायते ।
इत्यादयो दृष्टदोषा , सर्वेषा निशि भोजने ॥ ३ ॥

અર્થ—ગળામા વાળ આવે તો સ્વરભગ થઈ જાય છે એ વિગેરે રાત્રિભોજનના દેખીતા દોષો સૌને થાય છે

ઉપર જણાવ્યા મુજબ રાત્રિભોજનના ત્યાગીને આ લોકમા તેમજ પરલોકમા એમ બન્ને લોકમા ફાયદો થાય છે, માટે રાત્રિભોજનનો ત્યાગ કરવામા સુજ્ઞજનોએ જરાપણ ઢીલ કરવી યોગ્ય નથી

રાત્રે હોટલ આદિમા ચા પીનારાને તથા ખાનારાને શારીરિક નુકશાન ઉપરાંત મરણ સુધીનુ મહાન નુકશાન પણ થયુ છે, જે આજના ન્યુસપેપરો વાચવાથી માલુમ પડે છે

વળી આખો દિવસ ખાતા છતા માત્ર રાત્રિભોજન
કરનારાને એક મહિનામા પદર ઉપવાસનો લાભ પ્ર
છે જે નીચેના શ્લોક ઉપરથી માલુમ પડશે

ये रात्रौ सर्वथाहार, वर्जयन्ति सुमेधसः ।
तेषा पक्षोपवासस्य, फल मासेन जायते ॥

અર્થ—જે બુદ્ધિશાળીઓ રાત્રિને વિષે સર્વથા
આહારનો ત્યાગ કરે છે, તેમને એક મહિનામા
વાસનો લાભ મળે છે

કેટલાક પોતાના શાસ્ત્રથી અનભિજ્ઞ માણસો
કહે છે કે રાત્રિભોજનો નિષેધ, માત્ર જૈનશાસ્ત્રમા
એની સાથે કઈ સબધ નથી, એમ બોલનારાઓ
વેલ શ્લોકો તપાસવાની જરૂર છે

चत्वारि नरकद्वाराणि, प्रथम रात्रिभोजन ।
परस्त्रीगमन चैव, सन्धानाऽनन्तकायिके ॥

ચાર નરકના બારણામા પ્રથમ રાત્રિભોજન
પરસ્ત્રીગમન છે, ત્રીજુ લીલુ અથાણુ (સુકવ્યા વિ
બોળો અથાણુ કહે છે, અને ચોથુ અનતકાય એ,
જાતના કદમૂળો છે

મહા ભારત—

मद्य-मासाशन रात्रौ, भोजन कन्दभक्षणं ।
ये कुर्वन्ति वृथा तेषा, तीर्थयात्रा जपस्तप ॥

અર્થ-દારૂ-માસ, રાત્રિભોજન, અને કંદમૂળનુ ભક્ષણ જે લોકો કરે છે તેની તીર્થયાત્રા, તપ-જપ બધુ ફોકટ થાય છે

मद्यमासाशन रात्रौ, भोजन, कन्दभक्षण ।
भक्षणान्नरक याति, वर्जनात् स्वर्गमाप्नुयात् ॥

અર્થ—દારૂ, માસ ભક્ષણ, રાત્રિભોજન અને જમીનકંદના ભક્ષણથી નરકમા જવાય છે અને તેને છોડી દેવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે

चातुर्मास्ये तु संप्राप्ते, रात्रिभोज्य करोति य ।
तस्य शुद्धिर्न विद्येत, चान्द्रायणशतैरपि ॥

અર્થ—ચાતુર્માસ આવે છતે જે રાત્રે ખાય છે, તેની સેંકડો ચાન્દ્રાયણ તપથી પણ શુદ્ધિ થતી નથી

માર્કંડ પુરાણ—

अस्त गते दिवानाथे, आपो रुधिर मुच्यते ।
अन्न मास सम प्रोक्त, मार्कण्डेण महर्षिणा ॥

અર્થ—સૂર્ય અસ્ત થયા પછી પાણી પીવુ તે લોહી બરાબર છે અને અન્ન ખાવુ તે માસ બરાબર છે, એમ માર્કંડ ઋષિએ કહ્યુ છે

પદ્મ પુરાણ—

मृते स्वजनमात्रेपि, सूतक जायते किल ।
अस्त गते दिवानाथे, भोजन क्रियते कथम् ॥

उदकमपि न पातव्य, रात्रवत्र युधिष्टिर ? ।
तपस्विना विशेषेण, गृहिणा तु विवेकिना ॥

કોઈ સ્વજન માત્ર મરી જાય છે તો સુતક આવે છે તો પછી સૂર્ય અસ્ત થયા પછી ભોજન કરાયજ કેમ ?

હે યુધિષ્ઠિર ? વિવેકી ગૃહસ્થીઓ તથા તપસ્વીઓ તો ખાસ કરીને પાણી પણ પીવું ન જોઈએ

આ મુજબ દરેક શાસ્ત્રોમા નિષેધ કરાયલા રાત્રિભોજનના મહા પાપને તિલાજલિ આપી, સ્વ અને પર આત્માઓનુ રક્ષણ કરવાનુ મહાન્ પુણ્ય ઉપાર્જન કરો.

મુખ્યતયા હમેશને માટેજ રાત્રિભોજન નહિ કરવુ તેમ નહિ બને તો ચોમાસામા તો નજ કરવુ અને છેવટે તેમ કરવા માટે પણ અશક્ત અને પ્રમાદી આત્માઓએ પર્વ-તિથિએ તો છોડીજ દેવુ

## પચ્ચખ્ખાણની આવશ્યકતા

જીવનમા રહેલી પાપપ્રવૃત્તિઓને તિલાજલિ આપવા માટે જ્યારે ગુરૂ મહારાજ કોઈને પ ચખ્ખાણની વાત કરે છે ત્યારે વાજાની જેમ ભેસ ભડકે તેમ તે બાધાઓની વાતથી ભડકી ઉઠે છે જે જ્યાએ વાજુ વાગવાથી ભેસ ભડકી હતી તે સ્થાને ફરી તે ભેમ તો આવે છે પરન્તુ બાધાના નામથી ભડકેલા માનવીઓ તો ઉપાશ્રયને પણ છોડી દે છે આ એક તેમની નરી અજ્ઞાનતા અને ઉતાવળીયુ પગનુ ગણાય, કારણ કે મહા રાજ તો પોતાની સગતમા આવેલા માણસનુ કલ્યાણ કરવાની ફરજ સમજીને મન પચ્ચખ્ખાણની વાત કરેજ પરન્તુ ઘણીને

રૂચે તો લે નહિ તો કાંઈ મહારાજ મારી મચડીને તો આપતા નથી ને ?

વારૂ ? હવે આ પ્રતિજ્ઞાની વાત થાય ત્યારે ઘણા તો એમજ કહે છે કે સાહેબ ? હમો ખાતા નથી, પછી હમોને પાપ શેનુ લાગે ? અને પચ્ચખ્ખાણની શી જરૂર છે ? આવુ બોલનારાએ પાપ શાથી આવે છે ? અને પચ્ચખ્ખાણની શી જરૂર છે ? તેને હજુ સમજવા કોશિષ કરીજ નથી વળી જ્યારે ગુરૂ મહારાજ તેને પૂછે છે કે જો તમો અમુક વસ્તુ ખાતાજ નથી, અને ભોગવતાજ નથી, તો પછી પ્રતિજ્ઞા લેવામા તમોને અડચણ શી આવે છે ? ત્યારે તેઓ જવાબમા કહે છે કે એ તો સાહેબ ? કોઈ વખત ખાવાનો પ્રસગ આવી જાય ઇચ્છા થઈ જાય તો ખાવું પડે આથી સિદ્ધ થાય છે કે હજુ તે વસ્તુ ઉપરની ઇચ્છા ખસી નથી, અને જ્યા સુધી તે વસ્તુઓ ઉપરની ઇચ્છા જાય નહિ, અને ખાવાનો પ્રસગ કયા દિવસે આવશે તે દિવસ નક્કી થાય નહિ, ત્યાસુધી રોજને રોજ પાપના ભાગીદાર બનવુ પડે છે

બગીચામા પાણીને જવા માટે નીક (નહેર) હોય છે, શહેરમા મનુષ્યોને પેસવા માટે દરવાજા હોય છે, હવા, ધૂળ અને કચરાને પેસવા માટે બારી બારણા હોય છે તેમ પાપ રૂપ કચરાને પેસવા માટે કોઈ સાધન તો હોવુ જ જોઇએ ? પાપ કાંઈ કોઇને ઉડીને તો બાઝી જતુ નથી ને ? માટે જ્યા સુધી કર્મ રૂપ કચરાને પેસવાના માર્ગોને જ્ઞાન નહિ થાય અને જ્ઞાન થયા પછી તે માર્ગોનુ બધ કરવામા નહિ આવે ત્યા સુધી આત્મારૂપ મકાનમા કચરો પેસવાનોજ રહેવાનો

જૈન શાસ્ત્રકારોએ કર્મોને આવવા માટેના ચાર માર્ગો બતાવ્યા છે જેમા નાના માર્ગોનો પણ સમાવેશ થઈ જાય છે

૧ મિથ્યાત્વ ૨ અવિરતિ ૩ કષાય ૪ યોગ

૧ સર્વજ્ઞ ભગવાને કહેલા તત્વથી વિરૂદ્ધ માન્યતા રાખવાથી પાપ આવે છે

૨ કોઇ પણ પાપપ્રવૃત્તિને પ્રતિજ્ઞાદ્વારા નહિ રોકવાથી પાપ આવે છે

૩ ક્રોધ, માન, માયા, અને લોભથી પાપ બધાય છે

૪ મન, વચન અને કાયાને પાપપ્રવૃત્તિમા જોડવાથી પાપ આવે છે

ઉપરોક્ત ચાર પાપના માર્ગોમાથી બીજા નબરના પાપ માર્ગને અવિરતિ કહેવામા આવે છે અવિરતિ એટલે કોઈ પણ પાપ પ્રવૃત્તિને પચ્ચખ્ખાણ દ્વારા નહિ રોકવી તે આથી એ સાબીત થાય છે કે કોઈ પણ વસ્તુ ખાવ કે નહિ ખાવ-પીઓ કે નહિ પીઓ, ભોગવો કે નહિ ભોગવો તો પણ તે વસ્તુની પ્રતિજ્ઞા ન હોવાથી આત્મા પાપરૂપ પક ( કાદવથી ) લેપાયજ છે કારણ કે આત્મારૂપ બગીચામા પાપરૂપ નીરને લાવનારી તે વસ્તુઓ ઉપરની અભિલાષા–લાલસા–કે ઇચ્છા રૂપ નીક ખુલ્લી છે

વસ્તુનો અભાવ, અગર તો વસ્તુના ભોગવટાનો અભાવ જ્યા જ્યા નજરે પડે ત્યા ત્યા તેનો ત્યાગ છે, એમ માનશે તો નીચે જણાવેલાઓને પણ ત્યાગીની કોટિમા ગણવાને પ્રસગ આવશે

૧ માત્ર લંગોટાભર રહેનારા, હાથમા ચપણીયુ લઈ માગી ખાનારા અને ફુટપાથ ઉપર સુઈ રહેનારાઓ, સુંદર વસ્ત્રોના હાટ હવેલીના કે ધનના ત્યાગી છે એમ ગણાશે ?

૨ મીલ મજુરો અને જગની ભીલોને ઘી, દૂધ, ખાવાનુ પીવાનુ તો દૂર રહ્યુ પણ જોવાનુ પણ ભાગ્યેજ મળે છે તો તેઓ એ વિગયના ત્યાગી કહેવાય ખરા ?

૩ મુગા માણસને સત્યવાદી, ઠુઠાને અહિંસક, અને પાગળાને દિશા પરિમાણવ્રતને ધારણ કરનારો, અને નપુંસકને બ્રહ્મચારી કહેશો ખરા ?

૪ ટાઈફોઈડ ફીવરમા મોસબીના રસને પીનારાઓ, અને સંગ્રહણીના રોગમા છાશને પીનારા, દુનિયામા રહેલા સમસ્ત ઈષ્ટ અને મીષ્ટ પદાર્થોના ત્યાગી કહેવાશે ?

૫ મુસાફરીમા કોઈ વખત ભી કુલ ખાવાનુ નહિ મળવાથી ભુખે રહેનારા, રીસાઈ જઈને ભુખે મરનારા અગર બીમારીના કારણે ભૂખે રહેનારા, અગર તો વૃદ્ધાવસ્થાના કારણે નહિ પચી શકવાથી માત્ર એકજ વખત ખાનારા, શુ ઉપવાસ અગર એકાસણા કરનારા છે એમ કહી કહેવાશે ?

૬ નાટક જોઈને મોડી રાતે સુનારો ત્યાગ પચાગીમાથી દશ વાગે ઉઠે તો તેને નવકારશીના અગર પોરશીના પચ્ચખાણનો લાભ મળી શકે ખરો ?

૭ હજારો વર્ષ સુધી દેવતાઓને આહાર ખાવાની ઈચ્છા પણ થતી નથી છતા પણ તેમને ઉપવાસથી થતો લાભ પ્રાપ્ત થતો નથી તેમા પણ પ્રતિજ્ઞાનો અભાવજ કારણ છે ને ?

૮ હિંસા કરનારને કમાઇ ઉડતી હોય ત્યારે હિંસા નથી કરતો તેથી તે કાંઈ રાત્રે અહિંસક છે એમ કહી શકાય નહિ કારણકે તેણે હિંસાના પરિણામને પચ્ચખ્ખાણદ્વારા રોકયા નથી

૯ શક્તિના અભાવે અગર તો હિંસા કરવાના સાધનના અભાવે બધાજ અહિંસક કહેવાતા હોય તો પછી ઝાડ તો સ્થિરજ રહે છે કાંઈપણ કોઈને નુકશાન કરતું નથી તો પછી તેનો સ્વર્ગ અગર મોક્ષ ઝટ થઇ જવો જોઇએ પણ તેમ બનતુ નથી તેમા કોઇપણ કારણ હોય તો તેની અહિંસકભાવની દેખાતી સઘળી ક્રિયાઓ ઇચ્છા પૂર્વકની નથી પ્રતિજ્ઞાપૂર્વક તેણે સઘળા પાપના સ્થાનકો ત્યાગ્યા નથી

૧૦ અરે બધી વાત જવાદોને! જન્મથીજ પવિત્ર જીવને જીવનારા ખુદ તીર્થંકરદેવો પણ સમસ્ત સંસારનો ત્યાગ કરતી વખતે सर्वं सावज्जं जोगं पच्चक्खामी ( અર્થ — તમામ પાપકારી કાર્યોનો હું આજથી ત્યાગ કરૂં છું ) એ કરેમિભંતેના પાઠથી સંખ્યાબંધ માનવો અને દેવો સમક્ષ પ્રતિજ્ઞા ગ્રહણ કરે છે કહો, પ્રતિજ્ઞાની મહત્તા અને તેની જરૂરીઆત બતાવવા માટે આનાથી સચોટ પુરાવો બીજો કયો છે! મન ચંગાતો કથરોટમેં ગંગા એમ બોલનારાઓના ચિત્તો તીર્થંકરદેવો કરતા અધિક નિર્મળ હશે! એમને! આજની રાષ્ટ્રસરકારે પણ સત્તા ઉપર આવતા પહેલા પ્રજાને વફાદાર બની રહેવા માટે પદરમી ઓગસ્ટે પ્રજાસમક્ષ કરેલી સોગંદવિધિ પણ પચ્ચખ્ખાણની મહત્તાનેજ સાબીત કરે છે

અત્યંત કહેવું જ પડશે કે ઉપર જણાવેલ આત્માઓએ તે તે વસ્તુઓના ઉપરની લાલસાને છોડી દઈ જ્યાં સુધી પચ્ચખ્ખાણ કર્યું નથી, ત્યાં સુધી તેઓ તેના ત્યાગી છે એમ કહેવાય જ નહિ.

કોઈ માણસ તમારે ત્યાં વ્યાજ વિગેરેની વાતચીત કર્યા વિના રૂપીયા મૂકી જાય તો તેને વ્યાજ મળતું નથી, તેમ જગતના ભક્ષ્ય અગર તો અભક્ષ્ય પદાર્થોને નહિ ખાવાની પ્રતિજ્ઞા ધારણ નહિ કરે ત્યાં સુધી તેનું પાપ આવ્યાજ કરે છે

કોઈ એક વ્યાપારી પેઢીનો ભાગીદાર તે પેઢીમાંથી જ્યાં સુધી પોતે છુટા થવાની નોટીસ આપે નહિ, ત્યાં સુધી તે પેઢીમાં થતા નફાનો અગર તો ટોટાનો ભાગીદાર જરૂર થાય છે તેજ મુજબ જગતમાં રહેલી અનેક પ્રકારની પાપ કર્મોની પેઢીમાંથી આત્મા પ્રતિજ્ઞા રૂપી નોટીસ આપી છુટો થતો નથી, ત્યાં સુધી તે પાપનો ભાગીદાર જરૂર બને છે

ઉપરની હકીકતથી સૌને પચ્ચખ્ખાણની મહત્તા સમજાઈ હશે હવે હમે ખાતા નથી તો શા માટે બાધા લઈએ એમ નહિ બોલતા જેના વિના નભાવી શકાતું હોય તેવા સઘળા ભક્ષ્ય અગર અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરવા કમ્મર કસવા હમારી સખ્ત ભલામણ છે નરકમાં અને પશુ પક્ષીઓની યોનિમાં પરતંત્રપણે તો ભૂખ-તરસ ટાઢ અને તડકા આદિ અનેકવિધ તકલીફો ક્યાં નથી સહન કરી ? ,પરન્તુ તે તકલીફોમાં ધર્મબુદ્ધિનો ઉદેશ ન હોવાથી તેનાથી માત્ર અકામ નિર્જરાજ થવા પામી છે આત્માને જે લાભ થવો જોઈએ તે

નથી માટે હવે માનવ ભવ પામી વ્રત પચ્ચખ્ખાણ
જપ નિત્ય નિયમોમા રક્ત બની તે ભવની સાચી મફ
કરવા ભાગ્યશાળી બનો

## પચ્ચખ્ખાણનુ ફળ

સવારના જઘન્યથી ( ઓછામા ઓછુ ) નવકારશી અને
ના ચઉવિહા નુ પચ્ચખ્ખાણ કરનારે તીર્થંકર અને ન
મા જતો નથી નવકારશી આદિ પચ્ચખ્ખાણ કરનારાઓને
અને કટલો સુદર લાભ થાય છે, જે નીચેની હકીકતથી
શકાશે નારકીમા રહેલો આત્મા અકામનિર્જરા વડે
ની ભાવના વિના જે દુખો સહન કરવામા આવે છે
તેનાથી જે કર્મો ક્ષય થાય છે તેને અકામનિર્જરા
ય છે ) એસીતમ અને અસહ્ય દુખોને સહન કરવાથી
પમા જેટલા કર્મો ખપાવે, તેટલાજ કર્મો માત્ર નવકા
પચ્ચખ્ખાણ કરનારો ખપાવી શકે છે પોરસીથી એક
વર્ષના, સાર્ધ પોરસીથી દશ હજાર વર્ષના, પરિમુઢથી
લાખ વર્ષના, એકાસણાથી દશ લાખ વર્ષના, નિવિથી
ક્રોડ વર્ષના, એકલઠાણાથી ( આ પચ્ચખ્ખાણમા માત્ર
અને મો સિવાય કાઈ અગ હાલવુ ન જોઈએ, અને
ચઉવિહાર કરવો જોઈએ ) દશ ક્રોડ વર્ષના એકદત્તથી
પચ્ચખ્ખાણમા પહેલી વખત જેટલુ ભાણામા પીરસાય
જ ખાઈને ઉઠી જવાનુ હોય છે ) સો ક્રોડ વર્ષના,
બીલથી એક હજાર ક્રોડ વર્ષના અને ઉપાસથી દશ હજાર
વર્ષના કર્મો ખપાવી શકાય છે આ પ્રમાણે એક એક
સની વૃદ્ધિ એ દશ ગુણા વધી વધારતા જવુ નરકના
દુખોના ભોગવટાથી જે કર્મો ખપે છે તેટલા કર્મોનો

ઉપર જણાવેલ તપસ્યા કરવાથી ચુરો થઈ જાય છે માટે સુજ્ઞ સ્ત્રી-પુરૂષોએ હમેશ યથાશકિત વ્રત પચ્ચખ્ખાણ કરવા ઊદ્યમશીલ બનવાની જરૂર છે

## બાધા ભાગી નાખવી તેના કરતા ન લેવી ઠીક એમ બોલનારા મહાનુભાવો પ્રત્યે

બાધા ભાગી નાખવી તેના કરતા ન લેવી ઠીક, એ વાત સાચી છે પરન્તુ બાધા ભાગી નાખવા માટે સુગુરૂઓ આપતા પણ નથી તેમ ડાહ્યા માણસો લેતા પણ નથી

બાધા હમેશા પાળવા માટેજ અપાય છે અને લેનારાઓ પણ પ્રતિજ્ઞાપાલન કરવા માટે જ લે છે વળી બાધા ભાગી નાખવી અને બાધા ભાગી જાય એ બે વસ્તુમા ઘણો તફાવત છે જ્યારે બાધાની વાત થાય છે, ત્યારે ઘણા મનુષ્યો તો શરૂઆત તમાજ સાહેબ ! ભાગી જાય તો ! એમ કહી સુઆ પહેલાજ રોકાણ માડે છે હજુ લીધા પહેલાજ ભાગી નાખવાની વાત કરનારાઓ, "રડતો જાય એ મુઆનીજ ખબર લાવે" એ કહેવતને ચરિતાર્થ કરનારા છે પરન્તુ તેઓ સસારના કાર્યમા એવો કદીજ વિચાર કરતા નથી અને તેમ કરવા જાય તો તે તેમને કદી પાલવે એમ નથી દાખલા તરીકે દુકાન ખોલતી વખતે દેવાળુ આવશે તો ! એમ બોલતા નથી છોકરી પર ણાવુ છુ તો ખરો પણ રાડશે તો ! ઘર બધાવુ છુ તો ખરો પણ ધરતીકપના આચકાથી પડી જશે તો ! સ્ત્રી પરણું છુ તો ખરો પણ પરણ્યા પછી થોડાજ દિવસમા મરી જાય અને બધો ખર્ચ નકામો જશે તો ! ડોકટર. વકીલ આદિની

પ્રાપ્ત કરવા હજારો રૂપીયા ખર્ચ કરીને ભણું છુ તો ખરે પણ
તે ડીગ્રીઓ મળ્યા પછી તરતજ હુ મરી જાઉં તો, બધા પૈસા
અને મહેનત નકામી જાય તો ! સ્ટીમરમા બેસી વિલાયત જાઉં
અને કદાચ વચમાજ સ્ટીમર ડુબી જાય તો ! ઉપરોક્ત સઘળા
કાર્યોમા જો આવા વિચાર કરવામા આવે તો સસારનુ એકપણ
કાર્ય બની શકશે નહિ એવા પ્રસગે માત્ર વર્તમાનકાળના જ
સજોગો જોવા જરૂરી છે ભવિષ્યમા શુ થશે તેનુ આપણને
જ્ઞાન નથી, માટે ભવિષ્યમા થતા નુકશાનની શકા માત્રથી
કોઈપણ કાર્ય અટકાવી શકાય નહિ વેપારમા ટોટો આવશે
એવી શકાથી વેપારનેજ નહિ કરનારો ધન પ્રાપ્તિના લાભને
મેળવી શકતો નથી મરી જવાના ભયથી જે ભણતોજ નથી
તે ઠોઠ રહે છે તેજ મુજબ પ્રતિજ્ઞા ભાગી જશે એવી ખોટી
શકાથી પ્રતિજ્ઞાને નહિ લેનારો પચ્ચખ્ખાણથી ( પાપના અટ
કાવ રૂપ ) થતા લાભથી સદાને માટે વચિત રહે છે માટે
દરેક સુજ્ઞ મનુષ્યે મન મજબુત બનાવી પચ્ચખ્ખાણથી થતા
લાભના મર્મને સમજી પ્રતિજ્ઞા ગ્રહણ કરવામા પ્રમાદ કરવો
જરૂરી નથી બાધા ભાગી નાખવાના ઈરાદાથી બાધા લેનારો
તો મૂર્ખ માણસ છે કદાચ લીધા પછી કર્મવશાત્ મોહના
પાસમા ફસાઈ જઈ બાધા ભગ થઈ જાય તો તે માણસ તો
પ્રાયશ્ચિત લઈ શુદ્ધ બની શકે છે તે પોતાના ગુન્હામાથી
મુક્ત થાય છે પ્રતિજ્ઞા મનુષ્યોને અકાર્યમાથી બચાવી લે છે
કોઈ પણ અકાર્યમા પ્રવૃત્તિ કરવાની ભાવનાવાળો તે કાર્ય
કરતા પહેલા વિચાર જરૂર કરશે કે, મને તો આ કાર્ય નહિ
કરવાનો નિયમ છે મે ગુરૂ સાક્ષીએ વ્રત ગ્રહણ કર્યું છે મારાથી
તે વ્રત પ્રાણાતે પણ ભગાયજ કેમ ? વિગેરે શુભ વિચાર

તિજ્ઞાવાલા માણસને આવ્યા વિના નહિ રહે માટે પ્રતિજ્ઞાની હત્તા સમજ્યા પછી બાધા ભાગી જાય માટે નહિ લેવી તેને ભોગે નિશ્ચય કરી લેવાની જરૂર નથી, બીલ્કુલ બાધા નહિ લેનારો તો સઘળા પાપથી લેપાયલોજ રહે છે, જ્યારે પ્રતિજ્ઞા પાળનારો તો જ્યા સુધી પ્રતિજ્ઞા પાળશે, ત્યા સુધીના થયેલા લાભનો ભાગી થશે વળી તેને તે પાપનો પશ્ચાતાપ રહેશે હા ? પ્રતિજ્ઞા લેનારાએ, તથા દેનારાએ, પ્રતિજ્ઞાના પાલનથી થતા પુણ્યને અને ભગથી થતા પાપને સમજવાની તથા સમજાવવાની કોશિષ તો જરૂર કરવી જોઈએ

## તપનુ મહાત્મ્ય

કર્મ ખપાવે ચીકણા, ભાવ મગળ તપ જાણુ,
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણુ

અનાદિ અનતકાળથી કર્મને વિવશ બનેલા જગતના સમસ્ત પ્રાણીઓને અધિ વ્યાધિ, અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપની અસહ્ય પીડા અર્પણ કરનાર ચતુર્વિધગતિ રૂપ સસારમા દીર્ઘ પરિભ્રમણ પછી મહાન્ પુણ્યોદયથી કવચિતજ માનવ દેહની પ્રાપ્તિ થાય છે જે માનવભવ ધર્મ મગળની આરાધના માટેની સુદર અને સોનેરી તક ગણાય છે

જગતના સર્વ મગલોમા ધર્મ એજ ઉત્કૃષ્ટ મગળ છે એ વાતની પુષ્ટિમા દશવૈકાલિકસૂત્રના કર્તા આચાર્ય ભગવાન્ શ્રી શય્યભવસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે ધમ્મો મગલ મુક્કિટ્ઠ અહિસા સજમો તવો અર્થાત્ ધર્મ એ સર્વ શ્રેષ્ઠ મગળ છે અને તે ધર્મ અહિ મ અને તપ સ્વરૂપ છે અહિંસા અને

સયમના પાલનમા પણ તપનોજ સુદર ટેકો છે ચીકણા કર્મનો નાશ કરવા માટે તપ એ એક રામબાણ ઈલાજ છે તેજ ભવમા જેમનો મોક્ષ નિશ્ચિત થઇ ચૂકયો છે, એવા શ્રી પરમતારક તીર્થ કર દેવો પણ મોક્ષ જાય ત્યા સુધી તપનો આદર કરે છે પાચ ઇંદ્રિયો રૂપ અશ્વોને વશ કરવા માટે તપ એ એક સુ ર લગામ છે ચિત્તની સમાધિ અર્પી સમસ્ત કર્મોનો નાશ કરી આત્માના મૂળ ગુણોને પ્રગટ કરી, નિર્વિઘ્નસ્થાને કોઈ પહોચાડનાર હોય તો તે એક તપ છે

અઢાર હજાર સાધુઓમા શ્રી નેમનાથ ભગવાને શ્રી ઢ ઢણ કુમારને પ્રથમ નબર આપ્યો હોય તો તેમા પણ તેમનુ ટુષ્કર તપજ કારણ છે જઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓને નદીશ્વરદ્વિપ સુધી ઉડીને જવાની શકિત અર્પણ કરનાર કોઈ હોય તો તે પણ તપજ છે સનતકુમાર ચક્રવર્તીના થુંકના સ્પર્શમા પણ સડેલી આગળીને સુવર્ણ સમ બનાવવાની તાગત પ્રાપ્ત કરાવી હોય તો તે તપે જ કરાવી છે દૃઢપ્રહારી અને અર્જુનમાલી જેવા ઘોરહિંસક આત્માઓનો ઉદ્ધાર કરનાર કોઈ હોય તો તે તપ જ છે ખુદ મહાવીરપરમાએ ધના-અણગારને ઉત્કૃષ્ટો અણગાર ગણ્યો હોય તો તેમા પણ તપજ નિમિત્ત છે ચરમ તીર્થ કરના વજીર શ્રીમાન્ ગૌતમસ્વામીએ ખીરના પાતરામા અગુઠો રાખી પદરસો તાપમને પારણું કરાવવાની અપૂર્વ લબ્ધિ પ્રાપ્ત કરી હોય તો તે તપના પ્રભાવેજ તપના જેટલા યશોગાન ગાઇએ તેટલા ઓછા છે જૈનશાસ્ત્રકારોએ અનેક પ્રકારના તપો ફરમાવ્યા છે તેમા શ્રી વર્ધમાનતપ અને શ્રી સિદ્ધચક્રમહારાજની નવપદની ઓળીની

આરાધના અભ્યાને ગણાય છે આ બન્ને તપોનો પ્રચાર આજે અનેક શહેરોમા અને ગામડાઓમા થઈ રહ્યો છે જે તપના ભાવપૂર્વકના આરાધનથી શ્રીચદ્રકેવળી અને શ્રી શ્રીપાળ મહા રાજા માનવભવની સાચી સફળતા સાધવા ભાગ્યશાળી બન્યા છે

અનાદિકાળથી આત્મા સાથે લાગેલા કર્મ કચરાને સાફ કરનાર અને સર્વ દુખોનો અત કરનાર એ તપોની સુદર આરાધના કરો, કરાવો અને કરનારાની અનુમોદના કરો છેવટ તમારા વૈભવવિલાસોના ભોગવટા માટે બારમટીને થતા અઢળક ખર્ચોમાથી થોડુ ઘણુ બચાવી તે તપોની જ્યા આરાધના કરાવ વામા આવતી હોય તે સસ્થાઓમા, અગારપાપસ્થાનકો ને સેવીને ઉપાર્જન કરેલી લક્ષ્મીનુ દાન કરવા તમારો ઉદાર હાથ લબાવો.

## જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ

સમુદ્ર, સરોવર કે નદીને તરી જવા માટે જેમ બે ભુજા ઓની આવશ્યકતા રહે છે, તેમ સસાર સમુદ્રને તરવા માટે જ્ઞાન અને ક્રિયાની પણ આવશ્યકતા છે એ બન્ને વસ્તુઓનો સુમેળજ મોક્ષ નગરીનો મેળ કરી આપે છે

એક-બીજાથી નિરપેક્ષ રહેલા જ્ઞાન અને ક્રિયા ધાર્યું કામ આપી શકતા નથી માટેજ જૈન શાસ્ત્રકારોએ જ્ઞાન ક્રિયા ભ્યામ્ મોક્ષ એ અટળ અને ત્રિકાળ અબાધિત સિદ્ધાન્તને મોક્ષ પ્રાપ્તિના ઉપાય તરીકે વર્ણવ્યો છે હા ? કર્મવશાત્ પ્રમાદને આધીન બનેલા આત્માઓ સમ્યગ્ જ્ઞાનને ન મેળવી શકે અગર તો વીતરાગ પ્રરૂપીત ક્રિયાકાડોને આચરી ન શકે એ તો બનવા જોગ છે પરન્તુ જેઓ માત્ર જ્ઞાન નયનેજ વળગી

ક્રિયાનય ઘી, અને ક્રિયાનયને વળગી જ્ઞાનનયની અવગણના ક
છે, તેઓ તો એકાન્તે મિથ્યાદષ્ટિ બની, અજ્ઞાની જનતા
મિથ્યા માર્ગ ઉપરજ ઘસડી જવાનો ખાતીશ પ્રયત્ન કરી રહ
છે એમ કહીએ તો તેમા કશુજ ખોટુ નથી સામાન્ય બુદ્ધિ
પણ તેઓ જો વિચાર કરશે તો તેમને માલુમ પડશે કે જ્ઞા
તો આ આમા રહેલા કર્મ કચરાને જણાવનાર છે જ્યારે ક્રિ
તે કમ કચરાને દૂર કરનાર છે એટલે જ્ઞાનનુ કાર્ય અલગ
અને ક્રિયાનુ કાર્ય પણ અલગ છે જેમ રસોઈ બનાવવા
જાનવાળો જ્યા સુધી રસોઇ પકાવવાની ક્રિયા નહિ કરે
સુધી માત્ર જ્ઞાનથી તેની ક્ષુધા દૂર થતી નથી ,માર્ગને જા
નાર જ્યા સુધી ચાલવાની ક્રિયા કરે નહિ ત્યા સુધી પોત
ઇષ્ટસ્થાને પહોચી શકતો નથી તરવાના જ્ઞાનવાળો પાણી
પડયા પછી હાથ પગ હલાવવાની ક્રિયા કરે નહિ તો તરે
નહિ પણ ડુબે તો જરૂર દવાના જ્ઞાનને ધારણ કરનાર
સુધી દવા ખાય નહિ ત્યા સુધી રોગ મુક્ત થતો નથી જ
લના દાવાનલમા સપડાયેલો આધળો અને લગડો એ
જ્યા સુધી અરસપરસ ભેગા ન થાય ત્યા સુધી બેમાથી
પણ તે દાવાનલમાથી પોતાનો બચાવ કરવા સમર્થ થતા ન
કારણ કે લગડો દેખે છે પણ ચાલી શકતો નથી આધ
ચાલી શકે છે પણ દેખી શકતો નથી પરન્તુ આધ
ખભા ઉપર લગડો બેસી જાય, અને લગડો જે રસ્તો બત
તે રસ્તે આધળો ચાલ્યા કરે તો બન્નેજણ દાવાનલના દુ
માથી મુક્ત બની શકે છે જ્ઞાન લુલુ છે, અને ક્રિયા આ
છે પણ જે જીવનમા તે બન્ને એકત્ર રહે છે તેજ જીવન સ
રૂપ દાવાનલના દુખમાથી બચી જાય છે પરન્તુ જ્ઞાન

પમદ કરનારો, જ્ઞાનનીજ પુષ્ટિ કરી ક્રિયાનો તિરસ્કાર કરે અને ક્રિયાકાંડનો શોખીન ક્રિયાની પુષ્ટિ કરી જ્ઞાનનો તિરસ્કાર કરે છે, તેવા આત્માઓ આ સંસાર સમુદ્રમાં ભટક્યાજ કરે છે અરે ! જ્ઞાન તો કોઇ પાસે ઉછીનું પણ લેવાય છે અર્થાત જ્ઞાન તો બીજાનું પણ કામમાં આવે પરન્તુ ક્રિયા તો પોતેજ કરવી પડે છે કોઇ ગામમાં જવા માટે રસ્તાનું તો જ્ઞાન કોઇપણ કરાવી શકે છે પરન્તુ ત્યાં પહોંચવા માટે ચાલવાની ક્રિયા તો દરેકને પોતેજ કરવી પડે છે

વળી ચારિત્રવિનાના જ્ઞાનીને તો શાસ્ત્રકારોએ નીચેના શ્લોકમાં ગર્દભની ઉપમા આપી છે કહ્યું છે કે-

जहा खरो चंदन भारवाही, भारस्स भागी नहु चंदनस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी नहि सुग्गइए॥

અર્થાત્-ચંદનના ( સુખડ ) ભારને વહન કરનારો ગર્દભ ચંદનનો ભાગી નથી પરન્તુ ભારનોજ ભાગી થાય છે તેજ મુજબ ચારિત્ર વિનાનો જ્ઞાની માત્ર જ્ઞાનનોજ ભાગી થાય છે પરન્તુ સદ્‌ગતિનો ભાગી થતો નથી

ટુંકમાં એટલું જણાવવું જરૂરી છે કે ક્રિયાકાંડ કરવામાં પ્રમાદી અને એદી આત્માઓથી તે તે શુભ ક્રિયાઓનો અમલ ન થઇ શકતો હોય તો પોતાની જાતને દુર્ભાગી સમજી ચુપ બેસી રહેવામાં વધુ ડહાપણ છે પરન્તુ અજ્ઞાન જનતાને વીત રાગ-પ્રણીત ધર્મ અનુષ્ઠાનના આચરણથી ખસેડી દઇ સ્વયં દુર્ગતિમાં પડી અન્યને દુર્ગતિના ગડરાખાડામાં પટકવાના પાપમાંથી મુક્ત ગને એજ હિતકર છે

## હવે તો વિધિનો ખપ કરો

જેમ કોઈ માણસ પાચસો સાતમો રૂપીયા ખર્ચીને વરો જમાડે પરન્તુ માત્ર મીઠા મરચાની કસર કરી રસોઇને બગાડી નાખે છે અને તેથીજ જમનારાઓ તરફથી સારી રકમનો વ્યય કરવા છતા તે જશને પ્રાપ્ત કરી શક્તો નથી તેજ મુજબ ઘણા મનુષ્યો પ્રતિક્રમણ, સામાયક, પૂજા અને પૌષધ આદિ પવિત્ર ક્રિયાઓ ભાવપૂર્વક કરતા હોવા છતા, કાતો અજ્ઞાનતાના કારણે, કાતો પ્રમાદ વશ બની જરૂરી વિધિ વિધાન નહિ સાચવી શકવાથી તે શુભ અનુષ્ઠાનોનુ સપૂર્ણ ફળ તેઓ પ્રાપ્ત કરી શકતા નથી જે નીચેની હકીકત ઉપરથી જાણી શકાશે

નાના અગર મોટા ઘણા ભાઇઓ પ્રતિક્રમણમા અગરતો પૌષધમા માત્રુ ( લઘુનીતિ ) કરવા માટે માત્ર માથા ઉપર કટાસાનુ ઓઢીને ચાલ્યા જાય છે, જે તદ્દન અનુચીત ગણાય માથે ઓઢવાનું કારણ એજ છે કે સવારના સૂર્યોદય પછી અમુકઘડી અને સાજના સૂર્યાસ્ત પહેલા અમુકઘડી આકાશમાથી અપ્પમયના (પાણીના) જીવો વર્ષે છે તે જીવો શરીર ઉપર અગર સુતરાઉ કપડા ઉપર પડવાથી મરી જાય છે જ્યારે ગરમ કપડા ઉપર પડવાથી તેનો બચાવ થઇ જાય છે એજ માટે આપણુ શરીર ઢકાય એવી ગરમ કામળી ઓઢવી જોઇએ પરન્તુ કટાસણુ ઓઢીને જવાય નહિ કારણ કે તેનાથી આપણુ શરીર ઢકાતુ નથી વળી તુરતજ તે કટાસણા ઉપર પાછુ બેસવાનુ થાય છે એટલે તે જીવો દબાઇને મરી જાય છે અને તેથી જીવદયાનો ઉદ્દેશ સચવાનો નથી વળી તેજ ક્રિયામા બહાર ખાળીએ જઈ થુકે છે, તથા શ્લેશ્મ નાખે છે તે પણ

તે ક્રિયાની અવિધિ જ કહેવાય કારણકે તેથી પણ અનેક જીવો મરી જાય છે, તે માટે તો રાખની કુડી અગર ખેરીયુ (ગરમ કપડાનો ટુકડો) રાખવો જરૂરી છે તેમજ રાત્રે જમીન ઉપર ચરતા જીવજતુઓ દેખી શકાતા નથી, તો તેમને બચાવી લેવા માટે દંડાસણનો આવવા જવામા રીતસર ઉપયોગ થવો જોઈએ તે પણ થતો નથી પૌષધમા જ્ઞાન, ધ્યાન કરવાને બદલે આખો દિવસ સુવામાજ પસાર થાય છે તે પણ ઠીક થતું નથી વળી દીવાના પ્રકાશમાં પણ કામળી ઓઢ્યા વિના જવાથી અગ્નિ કાયના જીવોનો વધ થાય છે, છતા કામળી ઓઢ્યા વિના પ્રકાશ વાળા સ્થાનમા જવાય છે આવા નજીવા કારણથી તે ક્રિયા કરનારાઓ તેનુ સપૂર્ણ ફળ મેળવવા ભાગ્યશાળી બનતા નથી એ તો "એમજ ચાલ્યા કરે એમ કહી અવિધિની પુષ્ટિ નહિ કરતા વિધિનો ખપ કરવા પ્રયત્નશીલ બનવાની જરૂર છે અવિધિ સાથે તો વર્ષો થયા પ્રેમ રાખ્યો હવે તો વિધિ સાથે પ્રેમ જોડો

## બનતુ નથી એમ નહિ બોલો પણ કરતુ નથી એમ બોલો

તપ, જપ, વ્રત, પચ્ચખ્ખાણ, સામાયક, પ્રતિક્રમણ ક પૌષધ આદિ ધર્મ ક્રિયાઓનો અમલ કરવા માટે જ્યારે જ્યારે હિતચિતકો તરફથી તેમના સમાગમમા આવનારાઓને કહે વામા આવે છે, ત્યારે ત્યારે મોટે ભાગે તેમના તરફથી એકજ જવાબ મળે છે અને તે એ કે હમારાથી બનતુ નથી આ તેમનો તદ્દન પોકળ અને લુલો બચાવ છે કારણ કે તેવુ

બોલનારાઓ ઉગ્રોક્ત ધર્મક્રિયાઓ કરતા પણ સસારની અનેકવિધ કષ્ટવાળી ક્રિયાઓ કયા નથી કરતા ? શુ ટાઈફોઇડ ફીવરમા દિવસોના દિવસો મગના પાણી ઉપર નથી રહેતા ? તો પછી તપ-જપ કરવામા શો વાધો આવે એમ છે ? અમુક બીમારીના પ્રસગે વૈદ્ય કહે તો તે પદાર્થો ખાવાના છોડી દે છે કે નહિ ? તો પછી ધર્મગુરૂઓના કહેવાથી કદમૂળ આદિ અભક્ષ્ય પદાર્થોને તિલાજલિ આપવામા શી હરકત આવે એમ છે ? પૈસાના લોભને ખાતર દેવી દેવતાઓની સેવા તનમનથી કરો છો તો પછી આત્માની મુક્તિને ખાતર વીતરાગ દેવની પૂજા તો દૂર રહી પણ શું દર્શન પણ ન થાય ? નિદા, કુથલી અને ગપ્પાસપ્પા મારવાનો સમય મળે છે તો શુ ૪૮ મીનીટનુ એક સામાયક કરવાનો સમય નથી મળતો ? પચ્ચીશનો પગાર આપનાર શેઠની આજ્ઞા અડધીરાતે ઉઠાવવા તૈયાર થાઓ છો તો શુ દેવ અને ગુરૂઓની શક્ય આજ્ઞાઓનુ પાલન ન થાય ? સુપરટેક્સ, ઇન્કમટેક્સ અને વોરટેક્સ આદિ અનેક ટેકસોના પૈસા ખુશીથી ભરાય છે, તો પછી ધર્મના ખાતાના લાગાઓ આપવામા કેમ આનાકાની થાય છે ? આથી એ સિદ્ધ થાય છે કે સસારની અનેકવિધ ક્રિયાઓ કરો છો તેમ ધર્મની ક્રિયાઓ પણ કરવી હોય તો થઇ શકે છે માટે જ કહેવુ પડે છે કે બનતુ નથી એમ નહિ બોલો, પણ કરવુ નથી એમ બોલો.

## શ્રાવક કરણીની સક્ષિપ્ત નોંધ

શ્રાવક તુ ઉઠે પરભાત, ચાર ઘડી લે પાછલી રાત,
મનમા સમરે શ્રી નવકાર, જેમ પામે ભવ સાયર પાર

કવણુ દેવ કવણુ ગુરૂ ધર્મ, કવણુ હમારૂં છે કુલ કર્મ,
કવણુ હમારો છે વ્યવસાય, એવું ચિંતવજે મનમાય ૨
સામાયક લેજે મન શુદ્ધ, ધર્મની હેડે ધરજે બુદ્ધ,
પડિક્કમણુ કરે રયણી[1] તણુ, પાતક આલોઇએ આપણુ ૩
કાયા શક્તે કરે પચ્ચખ્ખાણુ, સુધી પાલે જિનની આણુ,
ભણુજે ગણુજે સ્તવન સજ્ઝાય, જિણુહુતિ[2] નિસ્તારો થાય ૪
ધરજે નિત્ય ચઉદે નીમ, પાલે દયા જીવતા સીમ,
દેહેરે જઈ જુહારે દેવ, દ્રવ્ય ભાવથી કરજે સેવ ૫
પૂજા કરતા લાભ અપાર, પ્રભુજી મહોટા મુક્તિ દાતાર,
જે ઉથાપે જિનવર દેવ, તેહને નવ દડકની ટેવ ૬
પૌશાલે ગુરૂવદન જાય, સુણુજે વખાણુ મહા ચિત્તલાય,
નિર્દૂષણુ સૂજતો આહાર, સાધુને દેજે સુ વિચાર ૭
સ્વામીવચ્છલ કરજે ઘણુ, સગપણુ મોહુ સામી તણુ,
દુખીયા હીણા દીનને દેખ, કરજે તાસ દયા સુવિશેષ ૮
ઘર અનુસારે દેજે દાન, મહોટાસુ મ કરે અભિમાન,
ગુરૂ મુખ લેજે આખડી[3], ધર્મ ન મૂકીશ એકે ઘડી ૯
વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર,
મ કરજે કેની કૂડી[4] શાખ, કુડા જનશુ કથન મ ભાખ ૧૦
અનતકાય કહી બત્રીશ, અભક્ષ્ય બાવીને વિશ્વાવીશ,
તે ભક્ષણુ કહો કીજે કીમે ?, કાચા કુણુા[5] ફળ મત જિમે ૧૧
રાત્રિભોજનના બહુ દોષ, જાણીને કરજે સતોષ,
સાજી સાબુ લોહ ને ગળી, મધુ ધાવડી મત વેચો વળી ૧૨

---

૧ રાત્રિનુ ૨ જેથી ૩ બાધા ૪ જુઠી ૫ કુમળા

વની મ કરાવે રગણ પામ, દૂષણ ઘણા કહ્યા છે તામ,
પાણી ગળજે બે બે વાર, અણગળ પીતા દોષ અપાર ૧૩

જીવાણીના કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય,
છાણા ઇંધણ[1] ચુનો જોય, વાવરજે જિમ પાપ ન હોય. ૧૪

ઘૃતની[2] પરે વાવરજો નીર, અણગલ નીર મ ધોઇશિ [3]ચીર,
બારે વ્રત સુધા પાલજે, અતિચાર સઘળા ટાળજે ૧૫

કહ્યા પન્નરે કર્માદાન, પાપ તણી પરહરજે ખાણ,
માથે મ લેજે અનરથ[4] દંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ ૧૬

સમકીત શુદ્ધ હૈયડે રાખજે, બોલ વિચારીને ભાખજે,
પાચ તિથિ મ કરશે આરંભ, પાળો શિયળ તજો મન દંભ ૧૭

તેલ તક્ર[5] ઘૃત દૂધ ને દહીં, ઉઘાડા મત મેલો સહી,
ઉત્તમ ઠામે ખરચો વિત્ત[6], પર ઉપકાર કરો શુભચિત્ત ૧૮

દિવસ ચરિમ કરજે ચઉવિહાર, ચારે આહાર તણો પરિહાર,
દિવસ તણા આલોયે પાપ, જિમ ભાજે સઘળા સંતાપ ૧૯

સંધ્યાયે આવશ્યક[7] સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે,
ચારે શરણ કરી દૃઢ હોય, સાગારી[8] અણગણ લે સોય ૨૦

કરે મનોરથ મન એહવા, તીરથ શત્રુંજયે જાવવા,
સમેતશીખર આબુ, ગીરનાર, ભેટીશ હું ધન્ય ધન્ય અવતાર ૨૧

શ્રાવકની કરણી છે એહ, એહથી થાએ ભવનો છેહ,
આઠે કર્મ પડે પાતલા, પાપ તણા છુટે આમળા ૨૨

---

૧ લાકડા ૨ ઘીની પેઠે ૩ વસ્ત્ર ૪ નાહકનું પાપ. ૫ છાશ.
૬ ધન ૭ પ્રતિક્રમણ ૮ છુટછાટવાળું

વારૂ લહીયે અમર[1] વિમાન, અનુક્રમે પામે શિવપુર ઠામ,
કહે જિન હર્ષ ઘણે સસનેહ, કરણી દુઃખ હરણી છે એહ ૨૩

## પદ્મમાવતિ આરાધના

હવે રાણી પદ્માવતી જીવ રાશી ખમાવે,
જાણપણું જગતે ભલુ ઇણ વેળા આવે ૧
તે મુજ મિચ્છામી દુક્કડ અરિહંતની શાખ,
જે મે જીવ વિરાધીયા ચઉરાશી લાખ
તે મુજ મિચ્છામી દુક્કડ ૨
સાત લાખ પૃથ્વીતણા સાતે અપ્પકાય,
સાત લાખ તેઉકાયના સાતેવળી વાય તે ૩
દશ પ્રત્યેક વનસ્પતિ ચઉદહ સાધારણ,
બીત્રિ ચઉરિંદ્રી જીવના બે બે લાખ વિચાર તે ૪
દેવતા તીર્યંચ નારકી ચાર ચાર પ્રકાશી,
ચઉદહ લાખ મનુષ્યના એ લાખ ચોરાશી તે ૫
ઇણ ભવ પરભવે સેવીયા જે પાપ અઢાર,
ત્રિવિધ[2] ત્રિવિધ[3] કરી પરીહરૂં દુર્ગતિના દાતાર તે ૬
હિંસા કીધી જીવની બોલ્યા મૃષાવાદ,
દોષ અદત્તા દાનના મૈથુન ઉન્માદ તે ૭
પરિગ્રહ મેલ્યો કારમો કીધો ક્રોધ વિશેષ,
માન માયા લોભમે, કીયા વળી રાગ ને દ્વેષ તે ૮

---

૧ દેવ વિમાન ૨ મન વચન કાયાથી ૩ કરૂં નહિ કરાવુ નહિ અને કરતાને અનુમોદુ નહિ

કલહ કરી જીવ દુહવ્યા કીધા કુડા કલંક,
નિંદા કીધી પારકી રતિ અરતિ નિશંક તે ૯

ચાડી કીધી ચોતરે કીધો થાપણ[1] મોસો,
કુ ગુરૂ કુ દેવ કુ ધર્મનો ભલો આણ્યો ભરોસો તે ૧૦

ખાટકીને ભવે મે કીયા જીવ નાનાવિધ ઘાત,
ચીડીમાર ભવે ચરકલા માર્યા દિનરાત તે ૧૧

કાજી મુલ્લાને ભવે પઢી મંત્ર કઠોર,
જીવ અનેક જભ્ભે[2] કીયા કીધા પાપ અઘોર તે ૧૨

માછીને ભવે માછલા ઝાલ્યા જળ વાસ,
ધીવર ભીલ કોળી ભવે મૃગ પાડયા પાસ તે ૧૩

કોટવાળને ભવે મે કીધા આકરા કરે દંડ,
બંદીવાન મરાવીયા કોરડા છડી દંડ તે ૧૪

પરમાધામીને ભવે કીધા નારકી દુખ,
છેદન ભેદન વેદના તાડન અતિ તિખ્ખ[3] તે ૧૫

કુંભારને ભવે મે કીયા નીભાડા પચાવ્યા,
તેલી ભવે તેલ પીલીયા પાપે પિંડ ભરાવ્યા તે ૧૬

હાળી ભવે હળ ખેડીયા, ફાડયા પૃથ્વીના પેટ,
સુડ નિદાન[4] ઘણા કીધા દીધા બળદ ચપેટ તે ૧૭

માળીને ભવે રોપીયા નાનાવિધ વૃક્ષ,
મૂળ પત્ર ફળ ફુલના લાગ્યા પાત તે લક્ષ તે ૧૮

---

૧ કોઇની મૂકેલી રકમ ઉચાપત કરી લેવી. ૨ જંતનથી માર્યા ૩ આકરા ૪ ઘાસ ઉખેડી નાખવુ

અધીવાઈઆના ભવે ભર્યા અધિકા ભાર,
પોઠી પુઠે કીડા પડયા દયાનાણી લગાર તે ૧૯

છીપાને ભવે છેતર્યાં, કીધા રંગણ પાપ,
અગ્નિ આરંભ કીધા ઘણા ધાતુવાદ અભ્યાસ તે ૨૦

શૂરપણે રણઝુઝતા માર્યાં માણસ વૃન્દ[1],
મદિરા માંસ માખણ ભખ્યા[2] ખાધા મૂળને કંદ તે ૨૧

ખાણ ખણાવી ધાતુની પાણી ઉલેચ્યા,
આરંભ કીધા અતિ ઘણા પોતે પાપજ સંચ્યા તે ૨૨

કર્મ અંગાર કીયા વળી વનમે દવ દીધા,
સમ ખાધા વીતરાગના કુડા કોશજ કીધા તે ૨૩

બીલ્લી ભવે ઉંદર લીયા ગીરોલી હત્યારી,
મૂઢ ગમાર તણે ભવે મે જુ લીખ મારી તે ૨૪

ભાડ ભુંજા તણે ભવે એકેન્દ્રિય જીવ,
જવારી ચણા ગહુ સેકીયા પાડતા[3] રીવ તે ૨૫

ખાંડણ પીસણ ગારના આરંભ અનેક,
રાંધણ ઈંધણ અગ્નિના કીધા પાપ ઉદ્રેક તે ૨૬

વિકથા[4] ચાર કીધી વળી સેવ્યા પાંચ[5] પ્રમાદ,
ઈષ્ટ વિયોગ પાડયા કીયા રૂદન વિષવાદ તે ૨૭

સાધુ અને શ્રાવક તણા વ્રત લહીને ભાંગ્યા,
મૂળ અને ઉત્તર તણા મુજ દુષણ લાગ્યા તે ૨૮

---

૧ સમુહ ૨ ખાવા ૩ બુમ મારતા ૪ રાજકથા, ભોજન કથા, સ્ત્રી કથા, દેશ કથા. ૫ મદ્ય, વિષય, કષાય, નિદ્રા, વિકથા

માપ વીંછી સિંહ ચીવગ શકરાને સમળી,
હિંસક જીવ તણે ભવે હિંસા કીધી સબળી　તે ૨૯
સુવાવડ દૂષણ ઘણા વળી ગર્ભ ગળાવ્યા,
જીવાણી ઘોળ્યા ઘણા શીળ વ્રત ભંજાવ્યા　તે ૩૦
ભવ અનંત ભમતા થકા કીધા દેહ સંબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ[1] તીણશું પ્રતિબંધ[2]　તે ૩૧
ભવ અનંત ભમતા થકા કીધા પરિગ્રહ સંબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ તીણશું પ્રતિબંધ,　તે ૩૨
ભવ અનંત ભમતા થકા કીધા કુટુંબ સંબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ તીણશું પ્રતિબંધ　તે ૩૩
ઈણીપરે યહ ભવ પરભવે કીધા પાપ અખત્ર,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ કરૂં જન્મ પવિત્ર　તે ૩૪
એણીવિધ એ આરાધના ભવિ કરશે જેહ,
સમય સુંદર કહે પાપથી વળી છૂટશે તેહ　તે ૩૫
રાગ- વેરાડી જે સુણે એહ ત્રીજી ઢાલ,
સમય સુંદર કહે પાપથી છુટે તત્કાળ　તે ૩૬

卐

---

૧ છોડી દઉં ૨ સંબંધ

## અધ્યાત્મ ભાવના

(રોજ એક વખત વાંચો)

૧ હે ચેતન! તુ મરણથી શામાટે ડરે છે? શુ ડરવામાત્રથી તને તે છોડીદે એમ છે? વળી જે જન્મે છે તે જરૂર મરે છે એ તુ શુ નથી જાણતો? બાયલાને અગર બહાદુરને, રાજાને અગર રકને, સૌ કોઈને સમય આવે મૃત્યુ કદી છોડતું નથી જો તને મૃત્યુથી વાસ્તવિક ડર ઉત્પન્ન થયો હોય તો તો જન્મ મરણ આપવામા નિમિત્તભૂત પાપોથી પ્રથમ ડરવાની જરૂર છે માટે હવે સાવધાન બની નવા પાપોને બધ કરી જુના પાપોનો પશ્ચાત્તાપ કરી ભવાતરનુ ભાથુ બાધી લેવા માટે સજ્જ થઇ જા

૨ હે ચેતન! હવે તુ જરાપણ એ કરીશ નહિ તારા કરેલાજ કર્મોનુ આ પરિણામ છે અન્યનો દોષ કાઢીશ નહિ આ ભવમા કે પરભવમા જેણે જે કર્મ કર્યું હોય તેને તે અવશ્યમેવ ભોગવવુ જ પડે છે, સુખ-દુખમા અન્ય તો નિમિત્તમાત્ર થાય છે માટે ગમેતેવી અસહ્ય વેદનાને પણ સમભાવે સહન કરતા શીખ નારક અને તીર્યંચના ભવોમા પરતત્રપણે વેઠવી પડતી વેદના આગળ આ તારી વેદના કાંઈ હિસાબમા જ નથી સુખે અગર દુખે તારા કરેલા કર્મો તારેજ ભોગવવાજ પડશે હસતા હસતા સમભાવ રાખી જો ભોગવી લેશે તો જુના કર્મોનો નાશ થશે અને નવીન કર્મો આવતા અટકશે અન્યના ઉપર દ્વેષ કરીશ તો તેનુ કાંઇ બગડવાનુ નથી, તેમ કરી તુ તારોજ પરભવ બગાડી રહ્યો છે

૩ હે ચેતન! જીવન, યૌવન, લક્ષ્મી, રૂપ અને સ્નેહીજનોં
સમાગમ એ સર્વે પવનથી પ્રરાયલા સમુદ્રના તરંગો
માફક ચચળ છે, માટે તેની પાછળ નાહકમા ગાંડો ઘે
બની શામાટે નિત્ય આત્માની ખાનાખરાબી કરી રહ્યો છે

૪ હે ચેતન ? તુ એકલોજ આવ્યો છે, તારે જવાનુ પ
એકલાજ છે સુખ અને દુખનો અનુભવ પણ ત
એકલાએજ કરવાનો છે સર્વે જીવો જે એક વખત તા
સ્વજન બન્યા હતા તે તારા પરજન પણ બની ચૂક
છે મ સારમા સમસ્ત પ્રાણીઓ સાથે તારે અનેક સબં
થઈ ચૂક્યા છે માટે આ મારો અને આ પારકો એ
તુચ્છતાને છોડી દઈ બધી વસ્તુઓમા મમત્વભાવ
ત્યાગ કરી એકત્વ ભાવનામા રક્ત બન

૫ હે ચેતન! પૈસા આપીને ભાડે રાખેલા ઘરની મા
લાલનપાલન કરાયલુ આ તારૂ વિનશ્વર શરીર
મોડુ વહેલુ તારે છોડવુ તો પડશે જ માટે જ ચર
રૂધિર, માસ, હાડકા, વિષ્ટા અને મળમૂત્રથી અપ
આ શરીરમા મૂર્છાને ધારણ કરી શરીરથી આરાધી શક
શાશ્વત ધર્મના અનુષ્ઠાનોને શામાટે જતા કરે છે?

૬ હે ચેતન! ધન, સ્વજન, હાટ-હવેલી, હાથી-ઘ
જર, જમીન, જોરૂ અને છોરૂ આદિ સર્વે વસ્તુઓ અ
છે, નિશ્ચલ માત્ર એક ધર્મ જ છે માટે હિંસા,
ચોરી, જારી અને પરિગ્રહ આદિ પાપોને તિલાજલિ
ભવોભવમા કામ આવે એવુ ધર્મભાથુ એકત્ર ક
પ્રયત્નશીલ બન

૭ હે ચેતન ! તારો કોઈપણ શત્રુ નથી તારા વાસ્તવિક શત્રુ તારા કર્મોજ છે માટે ચારે ગતિમા રહેલા ચોરાશી લાખ જીવોને ખમાવી લે હુ સર્વેને ખમાવુ છુ અને તેઓ પણ મારા અપરાધને ક્ષમે આ સાચી મૈત્રીભાવનામા આત્માને તરબોળ બનાવી દે

૮ હે ચેતન ! તીર્થની સ્થાપના કરી હજારોના તારણહાર ઋષભાદિ ચોવીશ તીર્થકરનુ જ સદા સ્મરણ કર હજારો ભવમા એકઠા કરેલા કર્મસમૂહને જેમણે ધ્યાન અગ્નિથી બાળી ભસ્મીભૂત કરી નાખ્યા તે સિદ્ધ પરમાત્માઓનુ ધ્યાન ધર પચાચાર પાળવામા શૂર એવા આચાર્ય મહારાજથી, સર્વ શ્રુતજ્ઞાનને ધારણ કરનારા ઉપાધ્યાયજી મહારાજ અને સ્વપર કાર્યને સાધનાર ક્ષમાશીલ મુનિવરોને ભાવપૂર્વક નમસ્કાર કર

૯ હે ચેતન ! શ્રી અરિહતનું શરણુ, શ્રી સિદ્ધનુ શરણ, સાધુનુ શરણુ અને કેવલી ભાષિત ધર્મનુ શરણ એ ચાર શરણા સ્વીકારી ચાર ગતિનો ફેરો મી જ મમરણો દૂર કરી દે

૧૦ હે ચેતન ! જીવનમા થયેલા પાપોનો હ્રદયથી પશ્ચાત્તાપ કરી, શુભ કાર્યોની પૂર્ણ અનુમોદના કરી, બધી ઉપાધિઓને ત્યાગી યથાશક્તિ અનશન કરી, છેલ્લા શ્વાસમા તારા દેહને જો તુ છોડી દેશે તો નક્કી સમજજે કે જન્મ મરણો પણ તારા આત્માનો પીછો છોડી દેતા વિલબ નહિ કરે

૬૧ હે ચેતન! આર્યક્ષેત્ર, ઉત્તમકુલ, પાંચ ઇંદ્રિયોની પટુતા અને વીતરાગ પરમાત્માનો ધર્મયુક્ત માનવદેહ મળવો અત્યંત દુર્લભ છે, માટે સમચિત્ત બની ધીરજ અને સહનશીલતા કેળવી સમાધિ મરણને ભેટવું જોઈએ જેથી આત્મા શાશ્વત શાંતિ પ્રાપ્ત કરી શકે

